# સતીદમયંતી-

## ની વાતમાંથી લેવાની શીખામણો.



પ્રસિદ્ધ કર્તા

**મોતીલાલ મનસુખરામ શાહ.**

સારંગપુર-અમદાવાદ.

# સતી દમયંતી-

## ની વાતમાંથી લેવાની શીખામણો.

સ્ત્રી-પુરૂષ તથા કન્યાઓને ઉપદેશ, દુઃખ વખતે ધિર-જના ઉપાય, સત્ય, શિયળ, સંતોષ, વૈરાગ્ય, સં-સારનું ચિત્ર વિગેરે સહિત.

**થોડું ભણેલાં સ્ત્રી પુરૂષો પણ વાંચી સમજી શકે એવી સરળ અને રસિક ભાષામાં**

લખનાર

**યુવક.**

“ મધુમક્ષિકા ”ના કર્ત્તા.

પ્રસિદ્ધ કર્ત્તા

**મોતીલાલ મનસુખરામ શાહ.**

એડીટર-“જૈન હિતેચ્છુ.”

કિમ્મત-(કાચું પુંઠું) ૦-૬-૦. (પાકું પુંઠું) ૦-૮-૦

પતિવૃતા સ્ત્રીનું ચરિત્ર.

પતિવૃતાનેજ અર્પણ કરવા યોગ્ય હોઇ,

આ લઘુ પુસ્તક

પતિ ભક્તિમાં સદા તત્પર તથા વિદ્યાવિલાસી

અ. સૌ. ડાહીબાઇ

તે

શેઠ. દામજીભાઇ લક્ષ્મીચંદ, જે. પી.

એઓનાં ધર્મ પત્નિને

માન પૂર્વક અર્પણ કર્યું છે.



We do not desire mannish women any more than womanish men. We desire the correlated education of each according to the respective of spheres of duties, so that each may be helpmate for the other. We want Indian wives to be complements of their husbands; and not the supplements or appendices.

# આભાર-પત્રિકા.

શ્રીયુત્ શ્રી હીરાચંદ વેલજીભાઇ સંઘાણી

મુંબઇ.

સુજ્ઞ મહાશય,

મ્હારાં લખાણો ઉપર આપના પક્ષપાતે તથા મ્હારા તરફના આપના નિર્મળ પ્રેમે મને ભારતભૂમિના બે અનુકરણિય રત્નોનું ચરિત્ર પ્રસિદ્ધ કરવામાં જે કિમતી સ્હાય કીધી છે તેના સ્મરણાર્થે આ લઘુ પુસ્તકની શરૂઆતમાં આપનો ઉપકાર માનું તો તેમાં હું કર્તવ્ય સિવાય બીજું કાંઇજ કરતો નથી.

મને આશા રાખવા દ્યો કે માતૃભાષાને ખીલવવા તથા આર્ય ભગીનીઓમાં નીતિ તથા બુદ્ધિ વધારવા પ્રયત્ન કરનારા મ્હારા ભાઇબંધ લેખકોને આવીજ રીતે સ્હાયભૂત થવા આપ સદા તત્પર રહેશો.

આભારી આપનો

युवक.

જેવું જુઓ છો ગુલાબનું ફુલ-
જેવી બાષ્પની સુંદર મૌક્તિક ઝુલ-
આકાશમાં જેવી ઝબકે છે ચપળા-
છાયા અને તાપના જેમ વારા-
જેવા છે સાગર તણા કલ્લોલ-
હવા વચ્ચે જેવો દીવાનો ડોળ-
તેવું છે ભાગ્યોગ ક્ષણિક તેવું-
પુરંદરીચાપ જુઓ છો એવું-

---

# પ્રસ્તાવના.



નળ દમયંતીની વાતથી કોઈ સ્ત્રી પુરૂષ ભાગ્યેજ અજાણ્યું હશે. એ કથા જૈન પુસ્તકોમાં છે તેમજ પુરાણમાં પણ છે, પરંતુ તે બન્નેમાં ઘણો તફાવત છે. આ પુસ્તક ઇતિહાસ લખવાના હેતુથી નહિ પણ ઉપદેશ દેવાના હેતુથી લખેલું હોવાથી એ બન્ને કથાઓમાંથી ચુંટી કાઢેલા પ્રસંગોજ આમાં દાખલ કર્યા છે તથા એ બન્ને કથાઓમાં જે અગત્યના ફેરફાર છે તે ટીકામાં જણાવ્યા છે.

સ્ત્રીઓને દમયંતીની વાર્તા અવશ્ય વાંચવા સાંભળવા યોગ્ય છે અને પુરૂષોને નળના ગુણો દાખલો લેવા લાયક છે. આવાં સ્ત્રી પુરૂષો જે જમાનામાં હશે તે જમાનાનું વર્ણન કરતાં પ્રેમાનંદ કવિ જરા અતિશયોક્તિ કરે તેમાં શી નવાઇ ? નાના સરખા ગ્રીસમાં જ્યારે આવા ઉમદા ખવાસવાળાં અને દાખલો લેવા લાયક સ્ત્રી પુરૂષો હતાં, ત્યારે તે નાનાં સિંહનાં બચ્ચાંએ આખું જગત્ ધ્રુજાવ્યું હતું; પણ તેજ ગ્રીસમાં જ્યારે એવા મહાજનોની અછત થઇ, નીતિ, સત્ય, સ્વદેશાભિમાન શિથિળ પડી ગયાં, સ્વતંત્ર પુરૂષો કરતાં ગુલામોની સંખ્યા વધી પડી અને પોતાના મહા પુરૂષો માટે જે અભિમાન હતું તે ભૂલાઇ ગયું

ત્યારે તેની કેવી પાયમાલી થઇ ગઇ ? હિંદુસ્તાનમાંથી પવિત્ર મૂર્તિ રામ, કૃષ્ણ, નળ અને શિવાજી જેવા નરોની તથા સીતા, દમયંતી, દ્રૌપદી જેવી સતીઓની ખોટ પૂરાઇ નહિ ત્યારે તેની કેવી અવદશા થઇ ? આ પુરૂષો અને આ સન્નારીઓ પોતાની હયાતીમાં સેંકડો બલ્કે લાખોનું હિત કરતાં અને મુઆ પછી તેમનાં નામ અને તેમનાં ચરિત્ર આખા જગતનું કલ્યાણ કરે છે.

પ્રજાને તેમજ એકલા માણસને દીપી આવવાને કેળવણી એકલી બસ નથી પણ દુઃખો અને સંકટોની અનુભવ શાળામાં મળતી સહનશિળતા અને શાણપણની વધારે જરૂર છે. પરંતુ આ ગુણો મોંઘા મૂલ્યના છે કારણ કે દુઃખો અને સંકટો મારફતેજ તે મળે છે અને એ તો સૌને આકરા લાગે છે. આમ છતાં જ્યારે આપણે કોઇ વીર પુરૂષનાં દુઃખો અને તે દુઃખ વખતે તેણે રાખેલી ધીરજની વાત સાંભળેલી હોય છે ત્યારે આપણાં દુઃખો આપણને અસહ્ય લાગતાં નથીઃ દુનિયામાં સુખ દુઃખનું મિશ્રણ જોવામાં આવે છે તે બન્ને સહન કરવાં મુશ્કેલ છે. સુખ વખતે પ્રભુ અને ગંભીરતાને યાદ કરવાં મુશ્કેલ છે અને દુઃખ વખતે સત્ય અને મનશાંતિ સાચવવી મુશ્કેલ છે. આ બે પાઠ દુનિયાના સૌ પાઠથી વધુ ઉપયોગી હોવાને લીધે આ પુસ્તકમાં તે બે માટે પુષ્કળ વિવેચન કર્યું છે. નાળ અને

દમયંતીના મોંમાં જે જે અક્ષરો મૂક્યા છે તે બધા ધ્યાન પુર્વક વાંચવાની દરેક વાંચનારને ભલામણ કરીએ છીએ.

વાર્તામાં કોઇ કોઇ પ્રસંગ નવા ઉમેર્યા છે તથા કોઇ કોઇમાં જરા ફેરફાર કર્યો છે. જેમકે નળ અને ઋતુપર્ણ રાજા સાથેનો વિવાદ બીલકુલ નવોજ યોજ્યો છે. વળી દમયંતીએ પારધીને શ્રાપ (શાપ) આપ્યો એવી કથા છે; પરંતુ સતી સ્ત્રી બનતાં સુધી શ્રાપ આપતી નથી. ભાવાર્થ કે મહાજનો હમેશાં ક્ષમાવાન હોય છે તે જણાવવા તથા સતીઓના સત્યનું રક્ષણ આપોઆપજ થાય છે એમ સાબીત કરવા પારધીના મોતની રીત જૂદી યોજી છે.

દેશની આબાદી માટે દેશમાંના દરેક માણસનાં ગ્નાનશક્તિ સુધરવાની જરૂર છે. સ્ત્રી-પુરૂષ બન્નો વર્ગમાં ઉમદા ખવાસની જરૂર છે. ઉમદા ખવાસમાં સત્ય, હિંમત, ન્યાય, સ્વદેશદાઝ, અનુભવ, માયાળુપણું, ઉદ્યોગીપણું વિગેરેનો સમાવેશ થાય છે. અને આ ગુણો નળ દમયંતીમાં સૂર્ય માફક પ્રકાશી રહેલા હોવાથી એનું ચરિત્ર ખરેખર બોધકારક છે; માટે દરેક સ્ત્રી પુરૂષે તે વાંચવા તથા મનમાં ઉતારવા કોશીશ કરવી જોઇએ.

રંગુન.
તા. ૧૫-૩-૧૯૦૨ } યુવક.

# અનુક્રમણિકા.

# સતી દમયંતીની

## વાતમાંથી લેવાની શીખામણો.

### પ્રકરણ ૧ લું.



સતીઓની વાતો ઘણી રમુજી અને બોધક હોયછે. એક સતી સ્ત્રી પોતાની જાતને સુખી કરે છે એટલુંજ નહિ પણ પોતાના પતિને તથા બન્ને કુટુંબને સુખી અને પ્રખ્યાત કરે છે. નળરાજા જેટલો પોતાના પરાક્રમ અને ધર્મરાજ્યથી
સતી.૧ પ્રખ્યાત નથી તેટલો તેની સતી સ્ત્રી દમયંતીને લીધે પ્રખ્યાત છે. આ નળરાજા નૈષધ દેશનો શુરવીર ક્ષત્રી રાજા હતો. તે એક દિવસ નારદ મુનીના મોંથી વિદર્ભ દેશના ભીમક રાજાની કન્યા દમયંતીના રૂપનાં વખાણ સાંભળી મોહ પામી વગડામાં ગયો. કારણ કે દુખી
આનંદ સ્થાન. ૨ અને વિયોગીજનો તેમજ ભક્ત અને પ્રેમીજનો માટે વગડો, જળસ્થાન ને પર્વતની ટોચ એ આનંદનાં ઠેકાણાં છે.

વગડામાં તેણે સુંદરીની સાથળ જેવા સુંવાળા અને

ભરાવાદાર થડવાળી કેળ જોઇ તેથી દમયંતી વધારે સાંભરી. તે કેળને ભેટવા લાગ્યો, ચુંબન કરવા લાગ્યો, ગાંડા હાથીની પેઠે બરાડા પાડવા લાગ્યો, અને બીજી ઘણી જાતના ચાળા કરવા લાગ્યો. એવામાં તેણે સોનાનો હંસ ઝાડ તળે બેઠેલો જોયો. તે ફંદમાં હતો તેથી તેને પકડવાની યુક્તિ શોધવા લાગ્યો. મન આ વિચારમાં લાગવાથી પ્રેમ દબાઇ ગયો.

વિયોગ અને નિર્ધનતાનાં દુઃખ ભૂલવાના ઉપાય. ૩

**માણસના વિચારો અને લાગણીઓ આવી ચપળજ છે. નિર્ધનતા તથા વિયોગનાં દુઃખ ભૂલવા માટે મુસાફરી અને નવિન કાર્યમાં પ્રવેશ એ બે ઉત્તમ ઉપાય છે.**

હંસ પકડાયો એટલે વિલાપ કરવા લાગ્યો. તેને કેદ પડ્યો જોઇ તેની હંસણી કોળાહોળ કરવા લાગી. તેને હંસે શીખામણ દીધી કે **"જેઓ મારી પેઠે પોતાનું ઠેકાણું**

પરધામમાં ગફલતથી નુકશાન. ૪

**તજીને પરધામમાં જઇ સાવધાન રહેવાને બદલે ઉંઘે છે તેની આ વલે થાય છે."** વળી તે બોલ્યો:—**"ભાવિ કદી મિથ્યા થતું નથી. મારે તમારે આટલોજ સંબંધ હશે, માટે**

વિયોગીને દિલાસો. ૫

**હવે શોક નહિ કરતાં જગતનાં બીજા પ્રાણી પેઠે સુખે હરો ફરો. વિયોગ વખતે મને યાદ કર્યાં કરશો અને સત્ય**

**પાળશો તો એજ સુખ છે. સુખ દુઃખને કાંઇ સીંગડાં હોતાં નથી; સુખ અને પ્રિયજનના સમાગમથી કોઇ કદી ધરાયું નથી; પરંતુ આવી પડ્યું સહન કરવું એ ડહાપણનું લક્ષણ છે.”**

હંસને નળરાજા ધિરજ આપવા લાગ્યો—“હે પક્ષીના રાજા સુવર્ણ મૂર્ત્તિ ! તારૂં બોલવું મને રહીઆળું લાગે છે અને તારૂં શરીર બિચિત્ર જણાય છે. આવા સુંદર શરીર સાથે વળી વાચાવાળા પ્રાણીને શું હું એળે ગુમાવીશ ?” ત્યારે હંસે નળપાસે માગણી કરી કે, “મારી વ્હાલી સ્ત્રી-એ પુત્ર પ્રસવ્યો છે, તેનું મોં પણ હજી મેં જોયું નથી. મારા બંધનની વાત સાંભળીને દેહ ત્યાગ કરશે. હું એને દિલાસો આપી જલદી પાછો ફરીશ. વચન ન પાળું તો મારામાં અને કાગડામાં ફેર શો ?” રજા મેળવી હંસ ગયો અને થોડી વારમાં પાછો ફર્યો, તે જોઇ નળ બહુ આશ્ચર્ય પામ્યો.

જુઠને તિ-રસ્કાર-૬ **અહા ! જો પક્ષી આવાં સત્યવાદી છે તો ડગલે ડગલે જૂઠું બોલનાર મનુષ્યો કેટલા તિરસ્કારને પાત્ર છે !**

નળરાજા હંસને લઇને ઘેર આવ્યો. હંસને જોઇને સૌ નવાઈ પામ્યાં. રાજગાદી ઉપર નળને એકલો બેઠેલો જોઇ હંસ બોલ્યો—“રાજન્ ! રાજગાદીએ એકલા બેસવું એ શાસ્ત્રની વિરૂદ્ધ છે.”

નળ–"તો બેકલા કોને લાવું ?"

હંસ–"શું સતી સ્ત્રીઓ પીએરમાંજ બેશી રહેતી હશે કે?"

નળ–"પણ સ્ત્રી વિના પીએર કોનું અને વાત શી !"

"શરમીંદો થઇ હંસ બોલ્યો–"માફ કરજો મહારાજ ! હું " ધારતો હતો કે તમે પરણેલા હશો અને મારાં ભાભી પી- " એરમાં હશે. અગારી જાતમાં સ્ત્રીઓ પતિથી ઘડીભર " પણ વિખુટી પડતી નથી અને પતિ પણ સ્ત્રી વિના " કાંઇ કામ કરી શકતો નથી. એ ઉપરથી મેં આપને ઉપ- " રના સવાલ પૂછ્યા. પણ શું દુનિયામાં . આપને યોગ્ય " કન્યાનો ટોટો છે ? શું 'બહુરત્ના વસુંધરા' માં કન્યા " રત્નનો કાળ પડયો છે ?"

નળ–"તું પક્ષી બિચારૂં શું સમજે ? તમે જેમ હર- " કોઇ પક્ષિણીને પકડી આણી ઘરમાં રાખોછો તેમ અમે " વિચારવંત માણસજાત પણ શું જેવી તેવી સ્ત્રી સાથે " અને જેમ તેમ લગ્ન કરતાં હોઇશું કે ? સાંભળ–"**સમાન**

**ગુણ, સામાન્ય રૂપ, અને સતીપણું એ**

પસંદકરવા યોગ્ય પત્ની. ૭

**ત્રણ "સ" સિવાય કોઈ સ્રીને પરણાયજ કેમ ?** વળી અમારા જેવા રાજપુરૂષોને તો " રૂપ વધારે જોઇએ."

હંસ–"હવે ટુંકું કરો; કહો તમારે દેવકન્યા જોઇએ " કે નાગકન્યા કે—"

નળ—"ઓહોહોહો ! અલ્યા ઇન્દ્રાણી રહી ગઇ હો !
" જાણે કે ત્રિલોકની કન્યાઓ અને સ્ત્રીઓ તેનાજ હાથમાં
" હોય નહિ ! પણ વારૂ, તારામાં સામર્થ્ય હોય તો દમયંતી
" મેળવી આપ કે જેથી હજાર દેવકન્યા પામ્યો માનીશ."

હંસ—" શું પામર મનુષ્યકન્યા ? એમાં તે શું મોહી પડયા ? "

નળ—"નારદ મુનીએ કરેલાં તેનાં વખાણ તેં હજી
" સાંભળ્યાં નથી. એના શરીરના નાજુક અવયવો જાણે
" સોનાની ખીલેલી વેલી ઉપરનાં ફૂલ જોઇ લ્યો. તેનો
" શ્વાસ અને પરસેવો હવાને સુગંધી ધીરે છે. શરીર અને
" વસ્ત્રોનું તેજ એક થઇ ચંદ્રને શરમાવી આકાશમાં સં-
" તાવાની ફરજ પાડે છે. વસ્ત્રો પહેરવાની, ચાલની અને
" બોલની ખુબી જોનારને દિગ્મૂઢ કરેછે. હીં-
સ્ત્રીની શોભા. ૮ " ડતાં એની આંખ, પગના નખ ઉપરજ હોય
" છે. મર્યાદા સહિત બોલાતા તેના ધીમા બોલ,
" ફૂલ માફક તેના મૂખકમળમાંથી ઝરેછે ત્યારે મધુર વાજી-
" ત્રના સુરની પણ કોઇ દરકાર કરતું નથી. અને—"

હંસ—" અને એક મહારાજા એવી એક અબળાના
" રૂપનાં વખાણ કરી મૂર્ખના સરદાર બનેછે; અને કામના,
" મોહના, અજ્ઞાનતાના જોરની સાબીતી કરી આપે છે. "

" જાણ્યું કેમ આવે રે માણ્યા ની પ્રમાણે.' દયારામ. ૯

નાગ—"રૂપ, પ્રેમ અને વૈરાગ્યની ખુબીઓ જાણે
" તેજ જાણે. "**વંધ્યા સ્ત્રી પ્રસુતાની પીડા**
**" કેમ જાણે."**

" **નારદજી** તો એટલે સુધી કહેતા હતા કે એના રૂપ,
" ગુણ અને ચાતુરીનું વર્ણન કરવા હજાર જીભવાળો શેષ-
" નાગ પણ સમર્થ નથી. એના ચોટલાની કાળાશ અને
" લંબાઇ જોઈ નાગ પણ શરમાઇને પાતાળમાં રહેવા ગયો.
" આંખ જોઇ કમળે પાણીમાં વાસો કર્યો. નાક જોઇને
" પોપટની જાત પર્વત ઉપર જઇ વસી. હોઠની રતાશ
" જોઇ પરવાળાંએ અદેખાઇથી પોતાનું પેટ વીંધ્યું. દમ-
" યંતીનો કંઠ સાંભળી **સરસ્વતીને** પોતાનો મોહ
" ઉતરી ગયો અને વૈરાગ ધારણ કર્યો. દાંત
" દેખી દાડમ ફાટી ગયું અને પેટ દેખી સ-
" રોવર સુકાઇ ગયું. કમર જોઇને સિંહની
" જાત વનમાં જઇને વસી. તેની ચાલ આગળ હંસ પણ
" ઝાંખો પડી ગયો. શરીરપરની રૂવાંટી જોઇ વનસ્પતિ
" દવથી બળવા લાગી. મોંના તેજથી હારીને વીજળી તરત
" આભમાં સંતાઇ. પગની પાનીથી હારેલી મેંદી સદા સ્ત્રીના
" પગતળીએજ પડી રહે છે. એના શરીરના રંગથી ચંપો
" હાર્યો તેથી ભમરો તેના સામું પણ જોતો નથી. વળી—"

સુંદર સ્ત્રીના રૂપની અતિશયોક્તિ. ૧૦

હંસ—"બસ કરો, બસ કરો, મહારાજા! ચાતુરી અને
"સુંદરતા આવા ગુણી પુરૂષને પણ વશ કરે છે, તો મારે
"તેનો ધિક્કાર કરવો ન જોઇએ. વારૂ, તમે જાન તૈયાર
"કરી મૂકજો, એટલામાં હું તેને તમારો દારૂ પાઈ વધા-
"મણી સહિત પાછો આવું છું."

નળને આ વાત સાંભળી હસવું તો આવ્યું. પણ હંસનાં બીજાં વધારે વિશ્વાસનાં વચનો સાંભળીને તેને વિદાય કીધો.

મધ્ય રાત્રે હંસ દમયંતીના બાગમાં આવી પહોંચ્યો. પુનમની રાત હોવાથી દમયંતી સખીઓ સાથે રમવામાં ગુંથાયલી હતી. હંસે બહારથી 'નળ' નામનો પોકાર કર્યો—તે સાંભળી તેણે દાસીને પૂછ્યું.—"વાડીમાં આટલી રાત્રે કોણ બોલતું હશે?" દાસીએ તપાસ કરીને જવાબ આપ્યો.—"કોઇ નવાઇનું પક્ષી સોનાનું શરીર અને રત્નજડીત ચાંચ વાળું આવ્યું જણાય છે." તેને જોવાથી પકડી પાસે રાખવા દમયંતી લલચાઇ. દમયંતીની હથેલી અને શ્વાસ કમળના જેવાજ હોવાથી, આખું શરીર ઝાડ પછવાડે સંતાડીને એક હાથ ઉંચો રાખીને ખાબોચીઆમાં બેઠી—જાણેકે પાણીમાં કમળ ઉગ્યું હોયની! વળી હથેલીમાં એક જાંબુ મૂક્યું અને નાકે ગણગણવા લાગી—જાણેકે કમળઉપર ભમરો બેઠો હોય નહિ! હંસ ભૂલ ખાઇ તે ઉપર બેસે એટલે હું

તેને પકડી પાળું, આવો વિચાર દમયંતીનો હતો તે હંસ થી અજાણ્યો નહતો. પરંતુ તે જાણી જોઇનેજ ત્યાં બેઠો અને પકડાયો એટલે દમયંતી બોલી-" ભુંડા, અત્યાર સુધી મને નાહક દુઃખી કરી અને હવે કેમ પકડાયો ?"

હંસ-" એમ શું ફુલાય છે? તું મને પકડનાર કોણ? " કહે કે તારી દયા આવી તેથી પકડાયો. નહિતો ચાંચવડે " તારા હાથ લોહીલુહાણ કરી હઉં પણ છુટવા સમર્થ છું " નળ સિવાય બીજા કોની તાકાદ છે કે મને પકડી શકે?"

દમયંતી-" વીરા, આજથી આપણે ભાઇ બ્હેન થયાં. " હવે મહેરબાની કરીને કહે કે તું "નળ", "નળ", "નળ" " એમ પોકારતો હતો તે શું શરીરનો નળ છે, ઘરનો " નળ છે, પાણીનો નળ છે કે શાનો છે ?"

હંસ-" તને બિચારીને તેની ગતાગમ ક્યાંથી હોય ? " જે નળરાજા જગતમાત્રમાં પૂજ્ય છે, જેના રૂપ ગુણની " જોડી કોઇ જગાએ નથી, જેને પરણવા ઇન્દ્રાણી પણ " ફોગટ ફાંફાં મારે છે અને જેના તેજને જોઇને સૂર્યદેવ " પણ સાંજે ઝાંખો પડી જાય છે, એવા નળની વાત સાં " ભળવા સરખો પણ તને અધિકાર નથી."

દમયંતી-" એમ મને શું તુચ્છકારે છે ? મેં તને " આજથી મારો ભાઇ ગણ્યો, તો શું એક મારૂં કામ " નહિ કરે ?"

હંસ—"સમજ્યો એતો ! તેની સાથે વિવાહ મેળવવાનું
" કે બીજું કાંઇ ? પણ ઇન્દ્રાણી જેવીના કાલાવાલાને જે
" લેખવે નહિ તેને તું વરવાની ફોકટ આશા શીદ રાખે
" છે ! વામણાને કદી કેરીનું ફળ મળ્યું સાંભળ્યું ?"

દમયંતીનું પડી ગયેલું મોં જોઇ વળી આગળ બોલ્યો:—
" પણ મને તારી દયા આવે છે. વારૂ, એ કામ હું માથે
" લઉંછું. તારી જાળમાં એને ફસાવુંછું. દરમ્યાન તું સ્વયં-
" વર તૈયાર કરાવી રાખજે અને તારા પિતા નળને તેડું
" કરે તે સાથે તું છાનો કાગળ પણ લખજે. વળી યાદ
" રાખજે કે નળનું રૂપ લઇને કામાંધ દેવતા આવશે,
" તેમનાથી ઠગાઇ વરમાળા આરોપતી નહિ. નહિતો મારૂં
" વચન ફોકટ જશે."

મહેનતથી ન થાય તે ચાલાકીથી થાય. ૧૧

પાંચ દિવસમાં લગ્નનું વચન આપીને હંસ ઘર ભણી ઉડયો. **જીભ ચાલાકીથી જેટલું કામ થાયછે. તેટલું કાંડાની કે પગની મહેનતથી કદી થતું નથી.**

દમયંતીના પિતા **ભિ**મકરાજાએ સ્વયંવર રચાવ્યો અને ગામો ગામના રાજાને તેડ્યા. **ન**ળરાજા તેડા સાથે દમયંતીના હાથનો પત્ર આવવાથી હરખાયો અને સ્વયંવરમાં જવા સજ્જ થયો. હંસે તેને આશીશ દીધી; પરંતુ પોતે હવે સ્વધામ જવા રજા માગી તેથી **ન**ળ બહુ દીલગીર થયો.

તેને હંસ દિલાસો આપીને કહેવા લાગ્યો:—"સ્ત્રી, પુત્ર,

ૠણાનુબંધ. ૧૨

**મિત્ર, બંધવ સર્વ પુર્વ જન્મનું લહેણું લેવા મળ્યાં છે. તેઓ તે લહેણું લઇને રસ્તે પડે તેમાં શોક શ્યાનો ?**

" પૂર્વ ભવમાં તું એક કોળી હતો અને દમયંતી તારી
" સ્ત્રી હતી. તમે બન્ને વગડામાં એક ઘણીજ નાની ઝુંપડીમાં
" પડયાં રહેતાં હતાં. ત્યાં હું બ્રાહ્મણ ભૂલો પડવાથી આવી
" ચડયો. તારી સાધ્વી સ્ત્રીએ પોતે ભૂખી રહી પોતાના

પરોણાગત. ૧૩

ભાગનું વાળુ મને આપ્યું. હે નળ ! પરોણા ચાકરીનો આવો ઉંચો સિદ્ધાંત એક જંગલવાસી કોળણમાં જોઇને શું ઓછું ખુશ થવા જેવું છે ?

" હવે રાત પડી એટલે તુ મુંઝાયો. ઝુંપડી ઘણીજ નાની
" હોવાથી તેમાં ત્રણ જણ તો સુઇ શકે તેમ નહતું. વળી
" પરોણાને બહાર સુવાડવા પણ તું રાજી નહતો. તેમજ
" તારી સ્ત્રીએ બહાર સુવા આગ્રહ કરવા છતાં તેના ઉપ-
" ર તારો એટલો પ્રેમ હતો કે એ અબળાને જોખમ
" ભરેલી જગામાં મુકવી તે પણ તને યોગ્ય લાગ્યું
" નહિ. છેવટે તુંજ બહાર સૂતો § અને મધ્ય રાત્રે કોઇ
" ભૂખ્યા વાઘનો ભોગ થઇ પડયો. અરે, પછી—પછી—પછીની

§ કોળણ તથા બ્રાહ્મણ ઝુંપડીમાં સુતાં, એમ વાંચવાથી કંઇ પણ તર્ક વિતર્ક તમારા મનમાં જન્મ પામે તે અગાઉ

વાત ચલાવતાં હૈયું ભરાઇ આવે છે. રાજન ! તારી સતીએ તારી પાછળ શોકમાંને શોકમાં એજ દિવસે દેહ પાડયો. શો સ્ત્રી-પુરૂષનો નિર્મળ પ્રેમ ! મારે લીધે થયેલા એ મોતથી મને પણ જીવિત અળખામણું થઇ પડયું. " **ભવોભવ એ પતિ મળજો** " એ તારી સ્ત્રીની મરતી વખતની ઝખના તૃપ્ત કરવા સારૂજ મેં આ અવતાર લીધો છે. હવે તમારા મેળાપનો રસ્તો કરી આપ્યો એટલે તમારા ઋણમાંથી છૂટો થયો; માટે હવે હું સ્વધામ જઇશ. " *

સતીની છેલ્લી ઇચ્છા. ૧૪

---

સતી સ્ત્રી ભાઇ બાપ ઉપર કેવી દ્રષ્ટિથી જુએ ? ૧૫

આટલું બરાબર જાણી લેવું કે નીચ સ્ત્રીઓ પરપુરૂષના રૂપ આદિથી આકર્ષાય છે. મધ્યમ સ્ત્રીઓ પરપુરૂષને ભાઇ કે બાપ જેવા ગણે છે. પરંતુ ઉત્તમ એટલે ખરેખરી (સતીઓ) પોતાના પતિ સિવાય જગતના દરેક મનુષ્યને પોતાના ભાઇ બાપને પણ સ્ત્રી રૂપ માને છે. સ્ત્રીને સ્ત્રી જોવાથી, તેના સાથે એકાંત કરવાથી, સુવાથી પણ વિકાર થવા પામતો નથી. માટે સતીઓ એમજ માને છે કે જગત માત્રમાં તેમનો પતિ તે એકજ પુરૂષ છે અને બીજી બધી પોતાના જેવી સ્ત્રીઓજ છે.

* જૈન કથામાં લખેછે કે મમણ નામના રાજાને વીરમતિ રાણી હતી. તેઓને બહારગામ જતાં રસ્તામાં મુની મળ્યા. આ બનાવને અપશુકન માની ૧૨ ઘડી સુધી તેમને રોકી રાખ્યા, પણ પાછળથી ક્ષમા માગી. તેઓ મરીને નળ દમયંતી થયાં. ગયા ભવના દોષને લીધે બાર વરસ વિયોગ ખમવો પડયો.

એમ કહી હુંસ આકાશમાં ઉડ્યો.

હવે નળરાજા વિદર્ભ દેશમાં આવ્યો. ત્યાં કલહરાગી નારદજીએ દેવસભામાં કરેલાં દમયંતીનાં વખાણુથી તેને પરણવાની ઉમેદથી જે ઈન્દ્ર, અગ્નિ, વરૂણ અને યમ દેવો બ્રાહ્મણનું રૂપ લઇને આવ્યા હતા, તેમણે તેને આશીશ આપી ત્યારે નળે તેમને વચન આપ્યું. દેવોએ મૂળરૂપ ધારણ કરીને કહ્યું:-"જો તું સત્યવાદી હોય તો વચન પાળવા ખાતર અમારી વતી વેવીશાળીઓ થઇ દમયંતીને સમજાવ કે તે અમને પરણે." નળ બહુ ખેદ પામ્યો. **વચન આપતાં અગાઉ માણસે બહુ વિચાર કરવો જોઇએ; એટલુંજ નહિ પણ હરકોઇ પ્રકારનો શબ્દ બોલતાં પહેલાં વિચાર કરીને-તોળી તોળીને-બોલ કાઢવો જોઇએ. એક વાર મોંમાંથી નીકળેલો બોલ મોંમાં પાછો પેસતો નથી અને પછી તેને માટે અવશ્ય પસ્તાવું પડે છે.**

દરેક અક્ષર તોળીતોળીને બોલવો. ૧૬

વચનથી બંધાયલો નળ દમયંતી પાસે જવા તૈયાર થયો. દેવોએ તેને કોઇ દેખે નહિ એવો મંત્ર આપ્યો અને જોગીના વેશમાં જવા કહ્યું. તે નીકળ્યો એટલે એકેક દેવ પોતાના રૂપનાં વધારે વખાણુ કરવા નળને સાન કરવા લાગ્યા નળ ગયો એટલે તેમને ચિંતા થવા લાગી કે-

"નળનું રૂપ ગમે તેટલું ઢાંકવા છતાં તેજવંત સૂરજ માફક ઝળકી ઉઠયા સિવાય રહેશે નહિ અને 'વેવીશાળીઓ પરણી બેસશે' માટે તે શું કરેછે તે જોવા છૂપો દૂત મોકલીએ." તેઓએ તેમ કર્યું.

દમયંતોના સેકડો ખંડોમાં હજારો દાસીઓ તેના લગ્નની તૈયારીઓ સંબંધી પોતપોતાને સોંપેલાં કામમાં ગુંથાયલી હતી. દમયંતી પોતે એક ખાસી પાસે માથું ઓળાવતી હતી. તેના મોં અને મન જેવો નિર્મળ અને તેવોજ પારદર્શક અરીશો તેના સામે હતો. **નળ**

સ્ત્રીનું ઘરેણું લજ્જા. ૧૭

રાજા આવવાથી તેમાં પ્રતિબિંબ પડયું તે જોઇ ચાલાક દમયંતી અંદર ચાલી ગઇ. **લજ્જા એ સ્ત્રીનું કિમતી ઘરેણું છે.**

દાસીએ **નળ**ને પૂછ્યું:—"આપ કોણ છો અને કેમ પધાર્યા છો ?"

**નળ**—"હું દેવનો દૂત તારી સાથે બોલવા ખુશી નથી".

દાસી—"કપટી સાથે મારી બાઇ વાત નહિ કરે. ખરૂં રૂપ પ્રકાશો."

તો પણ **નળે** હઠ છોડી નહિ ત્યારે દમયંતીએ લજ્જા મિશ્રીત ધીમે અવાજે કહ્યું:—"મહારાજ ! આ નાટક શા માટે ? હંસે આપેલી નિશાનીઓ મળી છે."

**નળ**—"હું તો ઇંદ્ર આદિ ચાર દેવનો દૂત છું. તમે

તેને વરો એમ કહેવા આવ્યો છું ”

દમયંતી—“હું મનથીજ નળને વરી ચૂકીશું. ”

નળ-“દેવ મૂકી માનવને વરનાર મૂર્ખ ગણાય. ગંગા નદી મૂકી ખાબોચીઆનું પાણી પીવા શા માટે મન કરેછે?

દમયંતી-“હું પરપુરૂષ સાથે ઝાઝું બોલવા ઇચ્છતી નથી. મારે મન નળ સમાન કોઇ છેજ નહિ.”

નળે પછી ચારે દેવના રૂપ, ગુણ, શક્તિ, વૈભવ વિગેરેનું ગુણગાન કર્યું. છેવટે કહ્યું:-“ જો તું તેમને નહિ વરે તો તેઓ કલ્પવૃક્ષને જાચશે અને તે તને અધર ખેંચી જશે. ”

દમયંતી-“ તો હું ઝંપાપાત કરી દેહ ત્યાગ કરીશ.”

નળ-“અને જળમાં વરૂણ દેવ તને પકડવા તૈયારજ છે.”

દમયંતી-“ અગ્નિમાં બળી મરીશ. ”

નળ-“ ત્યાં અગ્નિ દેવ છે તે તને બળાત્કારે પરણશે તો ?”

દમયંતી-“ તો હું વિષ ખાઇને મરીશ. ”

નળ-“ તેથી જમલોકમાં જઇશ, જ્યાં યમદેવ તારી રાહ જોઇનેજ બેઠા છે. ”

દમયંતી-“ અનશન વ્રત લેઇ તપ કરી દેહ પાડવાનોજ રસ્તો ઉત્તમ છે. ”

નળ-“ એથી સ્વર્ગે જઇશ, કે જ્યાં ઇન્દ્ર દેવ તારે

માટે તલપી રહ્યો છે."

દમયંતી-" એમ શા માટે સતાવો છો ? ખરેખરૂં કહો કે આપ નળરાજા નથી ? જૂઠું બોલો તો વીરસેન રાયના સોગન છે."

આ સાંભળી નળને હસવું આવ્યું અને તે અંતર્ધાન થઇ ગયો. **સત્યની હદ વળી. જેને તે જગતની સર્વ વસ્તુમાં વધુ પ્રિય ગણતો હતો અને જે તેને માટે ગાંડી બની ગઇ હતી તેવી એક અનુપમ સ્ત્રી, પ્રપંચીઓને આપેલા વચનને લીધે બીજાને અપાવવા આટલા ખરા મનથી મહેનત કરે એ શું ઓછું તાજુબ થવા જેવું છે?" નળ! અમને લાલચો ફસાવે ત્યારે અમારા હૈયાને મજબુત ટેકો આપવા તારી સત્યતા ધીરજો**

સત્યની ટોચ. ૧૮

હવે સ્વયંવરમાં સૌ રાજા ભેગા થયા. તે સર્વ નળનું રૂપ જોઇ લાજ્યા. જ્યારે દમયંતી વરમાળા લઇ દરેક રાજાને જોતી જોતી ચાલતી હતી ત્યારે તેની સહચરીને દરેક રાજા પોતાનાં વખાણ કરી કંટાળો આપતા. છેવટે તે નળ પાસે આવી, પણ ત્યાં એકને બદલે પાંચ નળ જોઇ વિચારમાં પડી. ભિમકરાજાએ પુત્રીને સમજણ આપી કે દેવને આંખનો મીચકારો (મેષોન્મેષ) ન હોય અને પગ જમીનથી અધર હોય. આ પરીક્ષા ઉપરથી દમયંતીએ ખરા ન-

ળને તરત ઓળખી કાઢ્યો. પણ **નળને** માળા આરોપવા જતાં બીજા ચાર **નળ** આગળ માથું મારવા લાગ્યા; ત્યારે **દમયંતીએ** એક યુક્તિ કરી. તેણે તે દરેકને તેમના બાપનું નામ પૂછ્યું. વિપયાંધ દેવો એકે સાદે બોલ્યા–"**વીરસેન**". કેવી મોહની પ્રબળતા !

ગભરાયલી કુંવરીએ અંતરીક્ષ જોવા આવેલી ચારે દેવોની દેવાંગનાને વિનંતી કરી, ત્યારે દેવોએ શરમાઇને પોતાનું મૂળ રૂપ ધારણ કર્યું અને **નળ દમયંતીનું** લગ્ન પૂરા આડંબરથી કરાવ્યું તથા તેમને તે દરેક દેવે બબ્બે વર દીધા. **દમયંતીને** એક એવો વર મળ્યો કે જેથી મરી ગયેલા પ્રાણીને તેનો જમણો હાથ અડે તો તે સજીવન થાય. **નળને** બીજા વર સાથે એવી પણ શકિત મળી કે જે વડે તે એક દિવસમાં ૧૦૦ જોજન મુસાફરી કરી શકે.

પછી દેવ દેવીઓ તથા સર્વ રાજાઓ સૌ સૌના ઠેકાણે ગયા અને **નળ દમયંતીનું** જોડકું **નૈપધદેશ** તરફ વિદાય થયું.



## પ્રકરણ ૨ જું.

નળ અને દમયન્તી વાજતે ગાજતે સ્વદેશ તરફ ચાલ્યાં. ઘણી મહેનતે મળેલી, મનને અતિશય પ્રિય, જગતની સર્વ સુંદરીઓમાં શિરોમણી, રૂપ-ગુણ-ચાલાકીમાં અનુપમ એવી સ્ત્રી પત્નિ તરીકે મેળવી, વાજીંત્રના અવાજ વચ્ચે અને જંગલની તંદુરસ્ત લહેરોમાં થઇને જતાં નળને જે આનંદ થયો હશે—તેના મનમાં સુખનાં જે મીઠાં સ્વપ્ન આવ્યાં કરતાં હશે તેનો ચિતાર કયો ભાગ્યશાળી કલ્પનામાં લાવી શકે ? પણ અફસોસ ! જગતમાં એકાંત સુખ કે એકાંત દુઃખ છેજ નહિ. દમયંતીને વરવા રંગબેરંગી જે અસંખ્ય પુતળાં સ્વયંવરમાં બરાયાં હતાં તેમાં એક કળીયુગ×દેવ રહી ગયા હતા !

× જૈન વાર્તામાં કળિનું પાત્ર બીલકુલ દાખલજ કર્યું નથી. પૂર્વે ઉપાર્જેલાં કર્મયોગે નળને કુમતિ સુઝી અને તે કુમતિ અનુસાર (તેના પિતરાઇ બાઇ કુબેરે લોભવશ થઇ ઘુત રમવાની જે માગણી કરી તે સ્વિકારી તે તથા બીજાં) અયોગ્ય કામમાં પ્રવર્ત્યો એમ તેમાં જણાવ્યુંછે. આ વધારે તત્વજ્ઞાનમય માન્યતા છે, જે મહાભારતમાં સજીવારોપણ અલંકારથી કળિ નામનું પાત્ર દાખલ કરી વાંચનારના મનમાં બરાબર ઠસાવવા યત્ન કર્યો છે.

કંઠે મનુષ્યના માથાની માળા, હાથમાં ચકચકતી તરવાર, શરીરે લોઢાનો પોશાક, માથે ધકધકતા અંગારાની સગડી એ વિગેરે શણગાર સજી મહાશય કળિ સ્વયંવરમાં આવવા નીકળી પડયા. ત્યાં તો રસ્તામાંજ નળદમયંતીનું જોડું જોયું. પોતાની ધારણા નિષ્ફળ ગઇ જાણી કળિ બહુ કોપ્યો. તેણે પણ લીધું કે "આજથી એની કેડ છોડીશ નહી."

દુષ્ટાનો સ્વભાવ. ૧૯ — પછી તે ધુંધવાતો ધુંધવાતો પોતાને ધામ ગયો. તેજ પળથી નળ દમયંતીનાં ભવિષ્યનાં દુઃખનું બીજ રોપાયું. **દુષ્ટ લોકો પોતાનો ભાવ ભજવ્યા વિના રહેતા નથી.**

---

પોતાને પોતા સિવાય બીજું કોઈ લાભાલાભ કરી શકતું નથી. ૨૦ — જૈનવાર્તા અનુસાર તો આ બનાવ આ સિદ્ધાંતને અનુસરીને છે, કે જે સેન્ટબર્નાર્ડના નીચેના મતને મળતો છે: Nothing can work me damage but myself, The harm that I sustain I carry about with me; and I am never a real sufferer but by my own fault."

મહાભારતની વાર્તાની આ રચનાનો બે રીતે બચાવ કરી શકાય. (૧) આકાશમાં નાના મોટા, સારા ખોટા દેવો છે; જેઓમાં માણસજાત માફક વેર, અદેખાઇ, ક્રોધ વિગેરે લાગણીઓ હોય છે અને જેઓ માણસ જાતને ટીખળ ખાતર પજવવામાં આનંદ માને છે. નારદના કહેવાથી (જેમ હરિશ્ચન્દ્રના વખાણથી બળતો વિશ્વામિત્ર દેવ તેનું સત્ય છોડાવવા તેની પાછળ પડયો હતો તેમ ) કોઇ દેવ

નળ દમયંતી ઘેર આવ્યાં. અત્યંત પ્રેમ, વિશ્વાસ, સુખ અને ધર્મમાં દિવસ ગુજારવા લાગ્યાં. સત્ય ધર્મ અને કુળાચાર તથા લોકાચાર તેઓ કદી છોડતાં નહોતાં; તેથી છિદ્ર શોધતો કળિ ફાવી શક્યો નહિ.

સદાચાર માં કળિ પ્રવેશ પામતો નથી. ૨૧

વખત જતાં દમયંતીને પુત્રપુત્રી એ જોડલે અવતર્યાં. અનુપમ સ્ત્રી, નિર્દોષ અને વેરીને પણ વ્હાલાં લાગે એવાં બાળકો, જગ વિખ્યાતી અને અઢળક દોલતમાં મહાલતા ભાગ્યશાળી નળ અને તેની દમયંતીનું દુઃખનું જે બીજ દુષ્ટ કળિએ રોપ્યું હતું તેને હવે ફણગો ફૂટ્યો. એક વખતે સંધ્યા સમયે પગ ધોતાં નળરાજાના પગની પાની જરા કોરી રહી ગઇ * તે રસ્તે કળિને પ્રવેશ કરવાનો

સતીનુ સત્ય છોડાવવા કે તેની કસોટી કરવા આમ દુઃખ દે એ સંભવિત છે.

(૨) તેમજ જો આ પાત્ર કલ્પિત હોય તો પણ વાર્તાને વધારે રસીક અને અસરકારક કરવા ઠીક ઉપયોગી થઇ પડે તેવું છે. માણસની બુદ્ધિ ભ્રષ્ટ કરનાર વિચાર કે બનાવને કળિનું જીવતું રૂપ આપ્યું છે, જે વિચાર કે બનાવ પણ ગત જન્મમાં કરેલ કૃત્યોને અનુસરીનેજ થાયછે. જેમ કુબુદ્ધિ ભયંકર છે તેમ કળિનો વેષ પણ એવો ભયંકરજ કલ્પેલો છે. વેદ અને બીજા બ્રાહ્મણ ગ્રંથોમાં આવી કલ્પનાઓ પુષ્કળ છે.

* જમ્યા પહેલાં ન્હાવું કે હાથપગ ધોવા, પોશાક, ઘર વગેરે સાફસુફ રાખવું એ વિગેરે કાયાના ધર્મ નહિ પાળ-

લાગ મળ્યો. રાતમાં તો તે આખા શરીરમાં વ્યાપી ગયો. શરીરમાં કળિનો પ્રવેશ થવાથી નળની બુદ્ધિ ભ્રષ્ટ થઇ.

નળને પુષ્કર નામે એક પિત્રાઇ ભાઇ હતો. તે જોગી થઇ તપશ્ચર્યા કરતો હતો. તેની પાસે બ્રાહ્મણના વેશે કળિ ગયો અને કહેવા લાગ્યો:—" ભાઇ પુષ્કર, તું અને નળ બે એકજ કુળમાં ઉપજેલા છતાં નળ રાજા અને તું જોગી થાય, નળ વિવિધ સુખ ભોગવે અને તું ભીખ માગવા છતાં પણ પૂરૂં અન્ન પામે નહિ એતો કર્મનો આડો આંક કહેવાય. તારો બાપ મારો દીલોજાન દોસ્ત હોવાથી મારાથી તો આ તફાવત જોયો જતો નથી. + એમ કહીને

---

વાથી સંસારી જનો દુખી થાય છે. અહીંઆં વાર્ત્તા રસીક બનાવવા જરા વધારે અતિશયોક્તિ કરી છે. પણ એટલુ તો ખરૂંજ કે શરીરની શુદ્ધિ ઉપર કેટલેક દરજ્જે મનની શુદ્ધિનો આધાર રહે છે અને એજ કારણને લીધે લાંબા અનુભવવાળા વૃદ્ધોએ શારિરીક શાસ્ત્રના કેટલાક નિયમોને ધાર્મિક તરીકે સમજાવી ફરજીઆત ઠરાવ્યા છે. જેમની અવગણના ડાહ્યા સંસારીએ કદી નજ કરવી જોઇએ.

કાયાના ધર્મ બજાવવામાં કસુર નહિ કરવી. ૨૨

+ કુબુદ્ધિ પ્રગટ થાય છે ત્યારે માણસના મનમાં આવાજ વિચાર આવે છે. પુષ્કરના મનમાં "કુબુદ્ધિ" એ પ્રવેશ કર્યો એમ કહેવું અને "કળી"એ પ્રવેશ કર્યો એમ કહેવામાં કાંઇ તફાવત નથી, માત્ર આ બીજી રીતથી કળિના વર્ણનથી તેનાં કુકર્મો અને ભયંકર દેખાવ વધારે સહેલાઇથી કલ્પનામાં આવી શકે છે.

તેને ભેટયો અને ભેટતાની સાથેજ તેના શરીરમાં પ્રવેશ કીધો; તેની બુદ્ધિ ભ્રષ્ટ કરી અને તેને નળરાજા સાથે જુગાર રમવા સમજાવી શકયો.

પછી પુષ્કર નળની પાસે આવ્યો. નળે તેને કુશળક્ષેમ પૂછીને અડધું રાજ્ય આપવા માંડયું. પુષ્કર કહે, "મને જુગાર સિવાય બીજી કાંઇ ઇચ્છા નથી." નળ કહે, **"જુગાર એ સર્વ અનર્થનું મૂળ છે.** તમે આવા જોગેશ્વર થઇને શા માટે પેટ ચોળી પીડા ઉભી કરોછો?" છતાં પુષ્કરે તે વાત માન્યાં કીધી નહિ. અને કળિના પ્રતાપથી ભ્રષ્ટ થયેલી બુદ્ધિને લીધે નળે પણ તે વાત છેવટે કબુલ રાખી. મહાપુરૂષની પડતી અને સાંભળીને કમકમી છૂટે એવાં દુઃખોનું આ પહેલું પગલું સમજવું. **જેની બુદ્ધિ જરા ભ્રષ્ટ થઈ તેનો હજાર રસ્તે નાશ થવાનોજ.**

જુગાર સર્વ અનર્થનું મુળ. ૨૩

"ભ્રષ્ટ થાઈ મતિ જરા તેનો, સત મુખ વિનિપાત જ નિમેલો" ૨૪

નળ-પુષ્કરે જુગાર શરૂ કીધું તે વાત સાંભળી નગર વાસી લોકો ત્રાહી ત્રાહી પોકારવા લાગ્યા. દમયંતી, પ્રધાન તથા રાજ્યના ડાહ્યા લોકોએ વારવા છતાં નળે દ્યુત આરંભ્યું અને પુષ્કરે સરત કરી કે જે હારે તે ત્રણ વરસ વનમાં ગુપ્ત રહે. જે વખતે નળે પાસા નાખ્યા તે વખતે લોહીનો વરસાદ વરસ્યો અને પવન અવળો વાયો. કળિએ

પાસા ફેરવી નાંખ્યા. નળ હાર્યો. પુષ્કરે તરત પોતાની આણ નગરમાં વરતાવી અને નળને ભગવાં વસ્ત્ર સહિત વનમાં જવા ફરમાવ્યું, નળે દમયંતીને કહાવ્યું કે, "બન્ને બાળકને લઇને તમે પિયેરમાં જજો." રૂદન કરતી રાણી બન્ને બાળકને તેડી ત્યાં આવી અને પાયે પડીને બોલી:—"સ્વામીન ! મને સાથે લ્યો. હું આપની સેવા કરીશ, થાકશો ત્યારે પગ ચાંપીશ, મધુર વાતો કરી દિલાસો આપીશ. જેણે આટલા વખત સુધી આપના પૂર્ણ વૈભવમાં ભાગ લીધો તેને આ કસોટીમાં ભાગ લેવાનું માન પણ મળવા દ્યો."

દુઃખ વખતે સતીનો સ્વભાવ ૨૫

નળ—"તમે અબળા જાતિ મને જંગલમાં જંજાળ અને બોજા રૂપ થઇ પડો."

દમયંતી—"અબળા નારી દુઃખ વખતે સબળા અને જંગલમાં મંગળરૂપ થાય છે. પ્રેમ, શક્તિ આપવા સમર્થ છે. શું હંસણી ગમે તેવી નિર્બળ છતાં પોતાનાં બચ્ચાં તરફના પ્રેમને લીધે હરકોઇ જબરા પશુ ઉપર પાંખ ફફડાવી, કોલાહોલ કરતી તૂટી પડતી નથી? કોયલાનો ચણગારો અજવાળામાં કાળો જણાય છે; પરંતુ તેજ ચણગારો અંધારામાં

પ્રેમ, શક્તિ આપે છે. ૨૬

પુરૂષનો કાયદો સત્ય અને સ્ત્રીનો કાયદો પતિ. ૨૭

**કેવો ઝળકે છે ? જેમ છાયા દેહને વળગેલી છે, જેમ દેહ જીવ સાથે જોડાયલો છે, જેમ વેલ ઝાડને વળગી રહેલી છે, તેમ હું સદા આપની સાથેજ રહેવાની. આપનો કાયદો સત્ય છે અને મારો કાયદો આપ છો. "**

પછી બન્ને બાળકોને મોસાળ મોકલીને ભગવા વેષે નળ દમયંતી ચાલી નીકળ્યાં. સ્ત્રીઓની પરીક્ષા આવા વખતેજ થાય છે. **જ્યારે દુઃખ અને અપમાન તથા દરિદ્રતા મોટે બારણેથી પ્રવેશ કરે છે ત્યારે ડગમગતો પ્રેમ જાળીઆ અને બાકામાંથી છટકી જાય છે. ખરી સ્ત્રીઓ પોતાનો પ્રેમ અને શક્તિ બતાવવાની તક મળી જોઇ, દુઃખ વખતે ઉલટી વધારે રાજી રહે છે.**

ડગમગતો અને સાચો પ્રેમ. ૨૮

દમયંતી વનમાં ગઇ એમ વાંચનારી ઘણીખરી સ્ત્રીઓ આ દાખલો લઇ–દુઃખ વખતે પોતાના પતિને મદદ કરવા ઇચ્છા કરશે. પણ એ ઇચ્છા પાર પાડવી તે કાંઇ સ્હેલ વાત નથી. દમયંતી એક સ્ત્રી હતી અને આ ઇચ્છા રાખનારી પણ સ્ત્રીઓજ છે, પરંતુ તેમની શક્તિમાં ફેર છે. દમયંતીને નાનપણથી યોગ્ય કેળવણી આપાયલી હતી. કેળવણી એટલે ગુજરાતી કે અંગ્રેજી સાત ચોપડીઓમાં

પાસ થવું એમ આ કહેવાનો ભાવાર્થ નથી.

દમયંતીના ગુણ-શકિતનું બંધારણ. ૨૯

પણ તેને એક સ્ત્રી તરીકેની ફરજો શીખવેલી હતી. દુઃખ વખતે ધીરજ કેમ રાખવી, પતિ તરફ શી રીતે વર્તવું, ઉમદા ખવાસ કોને કહેવો ? એ સર્વ તેને શીખવેલું હતું. તેનું શરીર કોમળ છતાં કસાયલું હતું. નાના પ્રકારના રિવાજો જેવાકે ગરબા, ગામ બહાર દેવદર્શન, વિગેરે સાધનોથી તેનું મન ચપળ અને કસાયલું હતું. સંગીતકળા અને ગુરૂજનોના બોધથી તેનું મન ખીલેલું હતું. તેના વડીલો જાણતા હતા કે તેને જ્યારે ત્યારે પરણીને પરવશ થવાનું છેજ, તેને માતા બનવાનો સંભવ છે, બાળકોના ગુણ અને જ્ઞાનનું બંધારણ તેના ખોળામાંજ થવાનું છે, તે બાળકોના તે વખતે મળેલા ગુણ–જ્ઞાન ઉપર

સ્ત્રીઓ ઉપર કેટલો આધાર છે ? ૩૦

તેમની આખી જીંદગીનાં સુખ દુઃખનો આધાર છે, તે બાળકો આસપાસના ઘણા માણસોને પોતાની સારી નરસી છાપ બેસાડશેજ અને પ્રજાના બળમાં વધારો કે ઘટાડો કરશેજ. આમ બરાબર સમજવાથી તેના વડીલોએ તેને જરૂરની કેળવણી, ઘરકામ અને દુનીઆદારીનો અનુભવ, મનુષ્ય–સ્વભાવની કાંક પીછાન, ટુંકમાં ઘણાખરા જરૂરી હુન્નર સાથે કેટલાક શોખના હુન્નર શીખવવામાં કસુર કરી નહોતી. સીતા જેવી આગળ થઇ ગયેલી વીરપતિઓનાં ચરિત્રોથી તેને અજાણી રાખી નહોતી.

હમણાંની જે કુમારિકાઓ કે સ્ત્રીઓ આ વાંચી પોતે તે જ્ઞાન મેળવવા ભાગ્યશાળી નહિ થઇ શકયા માટે ખેદીત થતી હોય તો તે સુધરવાના શુકન છે. તેઓ હજી પણ પ્રયત્ન કરી શકશે. એવા પણ માણસો સાંભળ્યા છે કે જેઓએ ૮૦ વરસની ઉમરે પોતાની જાતને સુધારવાના એકડે એક શરૂ કર્યાછે. જે કુમારિકા અગર સ્ત્રી ખરા મનથી જ્ઞાન મેળવવા પાછળ પડશે, નવું નવું જોવા, વાંચવા, અવલોકવા અને વિચારવા ઉપર ધ્યાન આપશે તો વ્હેલા મોડા પણ તેમના મનની મુરાદ પાર પડશેજ.

" જાગ્યા ત્યારથીકા મેલાગ્યા' ૩૧

બાળકીઓ! કન્યાવસ્થામાં છો ત્યાં સુધી તમારાં ભવિષ્યનાં કર્ત્તવ્યો અને જોખમો શીખજો અને આપણી વાતોની નાયિકા જેવી શક્તિ મેળવવા ઇચ્છા હોય તો જ્ઞાન અને શક્તિ મેળવવાની આ ઉમરનો એક પળ પણ એળે જવા દેશો નહિ.

બાળકીઓ ને સુચના. ૩૨

વધુઓ! તમારો કન્યાકાળ એળે ગુમાવ્યા માટે પસ્તાતાં હો તો દમયંતીનું ચરિત્ર મન આગળ સદા ખડું રાખી જરા ખંતથી મન સુધારો અને વધારે ભારે જોખમો તો હજી હવે તમારે માથે આવવાનાં છે તે યાદ રાખી આળસ તજો.

વધુઓને સુચના. ૩૩

માતાઓ! તમારા બાળક ઉપર દેશની આબાદીનો આધાર છે. તમેજ દેશનો ઉદ્ધાર કરનાર અને તમેજ

માતાઓ નેસુચના. ૩૪ તેની પાયમાલી કરનાર છો તો તે મોટું જોખમ સમજી તમારા બાળકોને બરાબર સમર્થ બનાવવાની લાયકાત મેળવો, હજી પણ મેળવો.

પણ હવે મારે મારી કથાનો દોરો હાથમાં લેવો જોઇએ. રખેને તરૂણ સ્ત્રીઓને ટાયલા જેવા આ ઉપદેશથી કંટાળો આવે! પાપી પુષ્કરનો પડો વાગ્યો કે નળને કોઇએ કોઇ જાતનો આશ્રય આપવો નહિ. તરસ્યાં થયેલાં રાજા રાણી આખું ગામ ભટકવા છતાં, પોતાનીજ પ્રજામાંથી પાણી પામી ન શકયાં. જે સગાં વ્હાલાં આપણને "મા'રા મા'રા" કહે છે અને વ્યાધિ વખતે જરા અડકવાથી પણ દુઃખ થશે એવી કાળજી રાખે છે, તેજ સગાં વ્હાલાં, જીવ–કાયા જૂદાં પડતાંની સાથેજ આપણા પોતીકા ઘરમાંથી આપણને બાળી મૂકવા સારૂ ઘર બ્હાર કાઢવાની ઉતાવળ કરે છે; એ વૈરાગ્ય–બોધક દેખાવ આપણે પોતે કાંઇ જોઇ શકવાના નથી. પરંતુ નળે તો લગભગ એવોજ દેખાવ જીવતાંજ જોયો. એને કેટલું થઇ આવ્યું હશે?

સંસાર સ્વારથી અને તરંગી છે. ૩૫ **વિચારવંત મનુષ્યો હમેશાં સંસારને સ્વાર્થી અને તરંગીજ માને છે અને એ ઉપરથી આત્માનું હિત કરવા તરફ લક્ષ રાખે છે.**

સૌ કોઇ બારણાં વાસી દેવા લાગ્યાં અને કોઇ બોલા-

જ્યું બોલ્યું પણ નહિ. રાત તો જેમ તેમ કાઢી. સવારમાં કમનશીબ રાજા-રાણી જંગલ ભણી ચાલ્યાં. શત્રુ *કળિ તેમના આગળ થયો. ફળ, જળ આદિ જે કાંઇ રસ્તામાં જોતો તેનો તે નાશ કરતો. એમ સાત રાતો પસાર થઇ. શરીરે માત્ર એકેકું વસ્ત્ર હોવાથી તેમની કોમળ કાયા દાઝવા લાગી. ગુલાબ જેવા કોમળ પગમાં ખીલા જેવા કાંટા અને અણીદાર પથરા ભોંકાવા લાગ્યા. તરસ અને ભૂખથી તદ્દન અશકત થયેલાં આ બે શરીર માત્ર સત્યનાજ આધારે ચાલતાં હતાં. સન્નારીઓ ! આ દુઃખનો કાંઇક ચિતાર તમારા મનમાં આવવા દો. આ હજી તેમનાપર પડવાના દુઃખના વરસાદનું પહેલું ટીપુંજ હતું. એ વાંચતાં તમારી માયાળુ આંખમાં એકાદ મોતીનું બીંદુ આવે તો મારી કઠોર કલમને માથે દોષ મૂકશો નહિ.

ઠોકયા નસીબની કોઇને ખબર નથી. ૩૬

**ભાગ્યના સંતાડેલા છેડાને કોઇ આંખ જોઇ શકતી નથી.**

---

* કળિની કલ્પના લઇ લઇએ તોપણ આ સમજવું ખૂહલું છે. "બુદ્ધિ ભ્રષ્ટ કરનાર બનાવ અથવા વિચાર, કે જે પૂર્વ કૃત્યને અનુસરીનેજ આવે છે. તે હમેશ આગળને આગળજ ચાલે છે. કહેવત છે કે "નસીબ બે ડગલાં આગળને આગળ." ફળ, જળ આદિ કળિ ફેંક કરતો એટલે કે તેઓ એવા વિકટ વેરાનમાં આવી પડયાં કે જ્યાં ફળ, જળનું નામ નિશાન મળેજ નહિ.

આગળ ચાલતાં સંધ્યાસમયના સુમારે માન સરોવર આવ્યું, જે કળિ કૌક કરી શકયો નહિ. તેના કિનારે દંપતીએ વિશ્રામ કર્યો. આકાશમાં ઘડી ઘડીમાં બદલાતા પ્રકાશીત રંગનાં વાદળાં જોવામાં અને તે સાથે પ્રાણી માત્રની સ્થિતિ સરખાવવામાં નળનું ચિત્ત ગરકાવ થઈ ગયેલું હોવાથી દમયંતીને એકલાજ બેસી રહેવું પડયું. ખરેખર તે કાંઈ એકલી નહોતી, નળ તેની પાસેજ હતો. પરંતુ નળના વિચારમાં તેને ભાગ મળ્યો નહોતો જેથી તેને એકલીજ ગણવી ને ? થોડીવાર સુધી લાગણીઓ દબાવી રાખીને છેવટે તે નળની સન્મુખ આવી ઘુંટણીએ પડી હાથ જોડી કહેવા લાગી:-

§" પ્રાણેશ ! કેમ એકલા છો ? મારો શો દોષ છે કે મનની સોબત મને આજ નથી આપતા ? મારા નળની વિચાર-પુરીમાંથી શું હું દેશનિકાલ ? અરે કહો, તમારૂં હાસ્ય, તમારો જુસ્સો અને મીઠી વાર્તાઓ એ સૌ ક્યાં ગયું ? મારો હક દુષ્ટ દીલગીરીને કેમ આપોછો ? માહાભારત યુદ્ધોમાં બોલાતા "વીરો, આગળ ધસો, આગળ" એ જુસ્સાનો શબ્દો, અદ્ધર નાચતી તરવારો અને લોહી

સતી, પતિ ની વિચાર પુરીમાંથી દેશનીકાલ રહી શક તી નથી. ૩૭

---

§ ખરી સ્ત્રીઓ જંગલમાં પણ મંગળ વરતાવે છે, તેનો ચિતાર આ ઉપરથી મનમાં આવવા ઘો.

પીનો કટારોનું વર્ણન તથા દૂર દેશના લોકોમાં વિજયવાવટો લઈ જતાં જોયેલા તેમના હાસ્યકારક રીવાજો એ સર્વ આજ મને કેમ સંભળાવતા નથી? તમારું બળ આ દીલગીરીને હઠાવવા કેમ કાંઇ યત્ન કરતું નથી? અગર શું તમે કાંઇ વિચારમાં છો? તો મને તે જાણવાનો હક છે, નહિતો મારા ભગવાનનો મારા ઉપર પ્રેમ નથી."

પ્રેમથી ઉભરાતાં આ વાક્યો સાંભળી **નળ** પોતાની લાગણીઓ વધારે વાર દાબી શક્યો નહિ. તેણે ઘુંટડીએ પડેલી પ્રિયાને હસ્તે વદને વિશાળ બાહુમાં પકડી લીધી અને તેના ગાલ ઉપર એક પ્રેમનું અને એક હર્ષનું અશ્રુબીંદ પાડ્યું. કેટલોક ઉભરો સમ્યો એટલે તે બોલવા સમર્થ થયો:–"પ્રિયા! પ્રિયજન પાસે છતાં દુઃખ શેનું? આમ અધીરાં કેમ થાઓ છો? હું તો આ કુદરતનો ચમત્કાર જોઉં છું. જોની! આ વનમાં નથી કાંઇ ખુશામત કે નથી અદેખાઇ. સ્વાર્થી માનવજાતથી કંટાળવાનું અહીં કાંઇ કારણ મળે તેમ નથી. ભલા, અહીં આવીને આ પણ એક અનુભવ તો પામ્યા. સંકટનો ઉપયોગ પણ મીઠો છે. જ્ઞાની પુરૂષો ઝાડમાં જીભ, દોડતા ઝરામાં પુસ્તક, પથરામાં ભાષણ અને દરેક વસ્તુમાં હિતજ જુએ છે. રાત્રી–દિવસના સુંદર મેળાપ વખતે આ વન–શાન્તિ અને પ્રથમ

જ્ઞાની દુઃખમાં પણ સુખ જુએ છે. ૩૮

મળતા દંપતી જેવો શરમાળ ચંદ્રપ્રકાશ કેવો મધુર લાગે છે! સામે ઝરાની સપાટીપર હાલતા પુસ્તકોમાં રૂપેરી ચળકાટ કેવો નાચી રહ્યો છે, જાણે કે એમાંજ આપણું નસીબ ઝટ ઝટ લખાતું હોય નહિ! આપણા દુઃખ રૂપી અંધકારમાં જેમ ધૈર્યરૂપી પ્રકાશ આપણને રસ્તો સુઝાડે છે તેમ ચોતરફના અંધકારમાં મંદમંદ ઉંઘતો પેલો ચંદ્ર કેવો પ્રકાશી રહ્યો છે!

તેઓ આમ વિનોદ વાર્તાથી પોતાનું દુઃખ ભૂલતા હતા, તે શત્રુ કળિથી જોઇ શકાયું નહિ. તેના ક્રોધથી લાલચોળ ડોળામાં આથી સવામણ મીઠું પડ્યું. તેણે તેમના પ્રેમમાં ભંગાણુ પાડી તેમને દિલાસા વિનાના કરી દેવા ધાર્યું. સરોવરમાં જઇ આહાર માટે મચ્છ શોધી લાવવાની બુદ્ધિ નળમાં પ્રેરી* અને તે પ્રમાણે નળ ત્રણ મચ્છ લાવી દમ-

---

* જૈન કથામાં મચ્છનો પ્રસંગ છેજ નહિ. તેમાં માત્ર એટલુંજ જણાવ્યું છે કે, નળે વિચાર્યું કે, "દુઃખ વખતે હું તેને નિહાળી શકતો નથી. હું તેને ઉંઘતી મૂકી ચાલ્યો જઇશ તો તે પીએર જશે અને સુખી થશે. સત્ય તેની માર્ગમાં રક્ષા કરશે." એમ વિચારી છોડી ગયો. આ વધારે સંભવિત અને ન્યાયવાન માણસને પ્રિય થઇ પડે એવી યોજના છે એમાં કાંઈ શક નથી. પણ કલ્પનાનો શોખીન કવિ પ્રેમાનંદ કળિનાં કર્તુકો બરાબર સમજાવવા મચ્છનો બનાવ યોજી તેને દમયંતીના ત્યાગનું કારણ બનાવે છે. અહીં પણ 'કળિ'ની કલ્પનાનો પોશાક લઇ લઇએ તો પણ

યંતીના હાથમાં આપી બીજાં મચ્છ શોધવા ગયો. પણ કળિ સાપનું રૂપ લઇ મચ્છને બીવડાવતો તેથી તેઓ આરાં-પરાં નાસતાં. ઘણું ભટકવા છતાં નળને એક પણ મચ્છ મળ્યું નહિ. **નસીબહિન પ્રાણીના પ્રયત્નોમાં આવીજ રીતે અણધાર્યો ખલેલો આવી પડે છે.** થાકીને નળ બ્હાર આવી જુએ છે તો દમયંતી પાસે એકે મચ્છ મળે નહિ. દેવતાના વરદાનને લીધે તેઓ દમયંતીનો જમણો હાથ અડવાથી સજીવન થઇને પાણીમાં કૂદી પડયાં હતાં. તેમને શોધવાને ઘેલી સરખી પાણીમાં વેવલાં વીણતી, અને 'હવે સ્વામીને શો ઉત્તર આપીશ' એમ વિચારી વીલે મૂખે અને ઝીણે સ્વરે રૂદન કરતી દમયંતીને નળે નિહાળી. દેવતાના વરદાનની વાત કળિના પ્રબળથી ભૂલી જવાથી તેના મનમાં વ્હેમ આવ્યો કે ઘણી ભૂખી થયેલી રાણી જરૂર તે ત્રણે મચ્છ ખાઇ ગઇ હશે.

ભાગ્યહિનના પ્રયત્નોમાં અણધાર્યા ખલેલ આવી પડે છે. ૩૯

અર્થ ખુલ્લો છેઃ હાથપગ જોડી ભૂખનું દુઃખ સહન કરવા કરતાં જળમાં મચ્છ શોધવા જવાનો વિચાર ક્ષત્રી પુત્રને સૂઝે એ સ્વભાવિક છે. અને વધુ મચ્છ તેને ન મળી શકયાં એ પણ સંભવિત છે. કારણ કે ઘણા દિવસથી કોઇ માણસનો પગ જે સરોવરમાં નહિ પડેલો તે સરોવરમાં મચ્છો સ્વેચ્છાથી નિડરપણે હરે ફરે તેથી પહેલીવાર જ્યારે નળ જળમાં ગયો ત્યારે તેને ત્રણ મચ્છ હાથ લાગ્યાં, પણ પછીથી તે પાણીમાં ફરવાથી ડર પામેલાં મચ્છ આરાં પરાં

એ આંટી મનમાં રહી જવાથી તે થોડીવાર બેસી પછી રસ્તે ચાલતો થયો. અણુતેડી દમયંતી વીલા મૂખે તેની પાછળ ચાલી. થોડેક દૂર ગયા પછી બે રસ્તા આવ્યા તેમાંના એક રસ્તા તરફ આંગળી કરી નળ બોલ્યો:– " આ તમારા પિએરનો રસ્તો. સુખ સાહેબીમાં ઉછરેલાં તમારાં જેવાં રાણીને મારી સાથે જંગલનાં સંકટો અને ભૂખ વેઠવી નહિ પાલવે. પિએર જઇ બાળકોને સાચવો." દમયંતી કાલાવાલા કરતી બોલી:–"માફ કરો, મહારાજ, મને પિએરની તમા નથી. દેવતાનું વરદાન જાણવા છતાં આમ શા માટે ક્રોધ કરોછો ? " આ કોમળ ઉચ્ચાર છાતી તોડી નાખે એવા ડુસકામાં દબાઇ જવાથી નળના કાને પૂરેપૂરો પડી શકયો પણ નહિ. તે તો તેના રોસમાં ને રોસમાં ચાલ્યોજ ગયો. દમયંતીએ તેનો કેડો ન મૂકયો. એવામાં

---

નાસે અને તેની પાસે જાળ કે બીજું કાંઇ સાધન ન હોવાથી વધુ મચ્છ હાથ ન આવે એ પણ સંભવિત છે. મહામહેનતે મળેલો કોળીઓ મોંમાંથી જતો રહેવાથી ઘણા ભૂખ્યા માણસના મનમાં વ્હેમ પેસે અને યોગ્યાયોગ્યનો વિચાર ન સુઝે એ પણ બનવા જેવું છે. બધી તરફથી સંજોગો એવા મળ્યા કે પરિણામ દુ:ખદાયકજ આવે.

વળી દમયંતી તરફ ઘણો પ્રેમ હોવા છતાં આ વખતે આવો ખોટો વહેમ અને તિરસ્કાર કેમ સંભવે એવો સવાલ કોઇ કરે તેનો ખુલાસો એમ થઇ શકે કે, લક્ષ્મીની માફક બુદ્ધિ તથા પ્રેમ સમય સમયે બદલાય છે. એક વાર

કળિએ બગલાનું રૂપ લઇને રાજાનું મન લલચાવ્યું. + આહાર માટે તેને પકડવા નગ્ન થઇ તેના ઉપર પોતાનું એકનું એક વસ્ત્ર ફેંક્યું. ભૂખથી પીડાતો મહારાજ, લાજ તજી નગ્ન થયો તે જોઇ સૂર્યે પણ આંખ મીચી અને પશુ પક્ષી લજવાયાં. જેવો રાજા પિતાંબર બગલા ઉપર ફેંકે છે તેવોજ તે પક્ષી તે લઇને આકાશમાં ઉડ્યો. ધંધામાં પાયમાલ થયેલા માણુસ સંબંધી વાત કરતાં આપણે ક-

---

અમુક ધર્મમાં પૂર્ણ શ્રદ્ધાવાળા કોઇ પંડિતને શું આપણે થોડા વખત પછી અમુક સંયોગો વચ્ચે અન્ય ધર્મ સ્વિકારતો નથી જોતા ? નળને માથે આવી વિપત્તિઓ પડી તેથી તે જરા અવ્યવસ્થિત મનવાળો થઇ ગયેલો, એવામાં વળી મચ્છનો બનાવ બન્યો તેથી તેના મનમાં પ્રેમ હોવા છતાં પ્રેમ ઉપર આવો (કાચો કાચો પણ) મલીન ડાઘ પડે એ સંભવે છે. સ્ત્રી–પુરૂષનું જોડું ગમે તેવું યોગ્ય હોય, ગમે તેવા પ્રેમથી સંકળાયલું હોય તોપણ અમુક સંયોગો વચ્ચે પ્રાસંગિક નાના કજીઆ કે સહેજ વાંધા જીંદગી દરમ્યાન નજ આવે એવી આશા અનુભવી માણસ તો નજ રાખીશકે. કાલ્પનિક લેખક હવામાં કીલ્લા બાંધે તેથી શું ? આ અપરાધ મનમાં વસવા છતાં નળનો વિશુદ્ધ પ્રેમ એ કાચા રંગના ડાઘ તળેથી ઘડી પછી કેવો પ્રકાશી ઉઠે છે તે જોવાનું છે.

+ ભક્ષ દેખીને ભૂખ્યો રાજા તેને પકડવા મન કરે એ સ્વભાવિકજ છે.

હોઇએ છીએ કે-"ફલાણો તો સાવ નાગોપુગો થઇ ગયો." છતાં તેની પાસે જીંદગીની અવશ્ય જરૂરીઆતની વસ્તુઓ તો રહી હોય છે. પણ નળે તો એ કહાણી અક્ષરે અક્ષર અનુભવીને કપાળે હાથ મૂકી એક રાંક-પામર પ્રાણી પેઠે મોટે સાદે રડવા લાગ્યો: "હે દૈવ ! રાજ્ય, છત્ર, મહિમા અને સંબંધીઓ સર્વ છીનવી લેવા છતાં પણ શું તું હજી ધરાયો નથી કે અંગપર સૂત્રનો તાંતણો સરખો પણ રહેવા દીધો નહિ" એમ કહી ઉંડો નિસાસો નાંખ્યો અને દમયંતીને કહ્યું કે-" તમે પાછું ફરીને જોશો નહિ. પક્ષી મારૂં વસ્ત્ર હરી ગયો છે." પતિવ્રતા પાછે પગલે પતિ પાસે ગઇ અને પોતાનું અડધું ચીર તેને પહેરાવ્યું.

રાત પડવાથી તેઓ જમીનપર સૂઈ રહ્યાં. મધ્ય રાત્રે નળ જાગ્યો અને ઉંઘતી રાણીના મૂખચંદ્રનાં અને આકાશના ચંદ્રનાં કીરણો એક થઇ જ્યોતિસ્થંભ થયો જોઇ તેણે નિસાસો મૂકયો: "હે હરી ! આ રૂપનો સાગર, જેને હું અત્યંત મહેનને પામ્યો, જેણે કદી દુ:ખનું નામ સરખું પણ સાંભળ્યું નથી તેની આ સ્થિતિ મારે જોઇ રહેવી પડે છે ?" વળી કળિએ તેના વિચાર ફેરવી નાંખ્યા. તેની દ્રષ્ટિ તેના પેટ ઉપર પડી અને મચ્છ યાદ આવ્યાં અને જેમ સાપ કાંચળીને તજે તેમ તેને તજીને દોડી ગયો. તે

થોડેક દૂર ગયા પછી બે ત્રણ વાર પાછો આવતો અને પ્રિય-મુખ ઉપર ચુંબન કરતો પણ પ્રેમ અને કળિ (અર્થાત્ ક્લેશ બુદ્ધિ) નો અંતર કજીઓ લાંબો ચાલ્યો નહિ અને કળિના જયમાં પરિણામ્યો. દમયંતીને સૂતી મૂકીને નળ દોડયો, દોડયો તે દોડયોજ. પાછું ફરી તેના સામું સરખું પણ જોયું નહિ.



## પ્રકરણ ૩ જું.



સવાર થતાં પહેલાં નળ ઘણે દૂર આવી પહોંચ્યો. સવારમાં તેને દમયંતી સાંભરી. "તે બિચારી એકલી અબળા જંગલમાં શું કરતી હશે? તે વાઘ વરૂને જોઇ ફાટી મરશે. દમયંતી! વિશ્વ મોહિની દમયંતી! મનવલ્લભા! સુંદરી! બોલ. શું તારાં દર્શન હમેશને માટે દુર્લભ થવાનાં? અરે, મને ક્યાં કુબુદ્ધિ ઉપજી કે અન્યાયથી મેં તને દગો દીધો. અથવા તો ઠીકજ થયું. તે બિચારી મારી સાથે ભટકી ભટકીને મરત. હવે તે એકલી પડવાથી પિઅરનો રસ્તો લેશે, કારણ કે **પતિથી વિખુટી પડેલી સતી સ્ત્રીઓ પિતાના ઘરનોજ આશ્રય લેછે.** ત્યાં તેને સુખી જાણી મને પણ સંતોષ થશે." એવામાં નળે એક ચીસ સાંભળી: "હે નળ, બળતાને બચાવ!" રખેને દમયંતીની આ ચીસ હોય એમ કલ્પના કરતો નળ એકદમ દોડ્યો અને એક ભયંકર દાવાનળ પાસે આવી પહોંચ્યો. તેમાં એક મોટો નાગ બળતો હતો. તેણે કહ્યું:—"હે પુણ્યશ્લોક રાજા! સપ્તઋષિનું વિમાન* આકાશમાં જતું

સતીએ પતિની ગેરહાજરીમાં પિતાનો આશ્રય લેવો. ૪૦

* જૈન વાર્તામાં અહીં ઘણો બોધદાયક પ્રસંગ વર્ણવ્યો છે. તેમાં એમ આવે છે કે, તે સાપ નળનો પિતા કે જે

હતુ તેને અજ્ઞાનતાથી મેં વિષજ્વાળ નાંખી તેથી ઋષિએ કોપાયમાન થઇ મને શાપ (શ્રાપ) દીધો કે—"જ્યાં સુધી પરોપકારી નળ તને ન છોડવે ત્યાં સુધી તું અગ્નિમાં બળ્યાં કરીશ." ઘણા વરસથી હું અગ્નિની તિવ્ર વેદના ભોગવું છું.

મને આ દુઃખમાંથી છોડવવા કૃપા કરશો તો હું યથાશક્તિ બદલો આપવા ચૂકીશ નહિ." નળે તેને બહાર કાઢ્યો કે તરતજ નાગ તેને ડસ્યો. એથી નળનું રૂપ કુબડું અને શરીર તદન કાળું થઇ ગયું. મોં વાંકું અને માથાના વાળ પંચરંગી થઇ ગયા. ડાચાં મળી ગયાં અને પાછળ ખુંધ નીકળી આવી. નળ કહેઃ "શાબાશ છે તને પણ! જીવતદાનનો બદલો તો આમજ અપાય!" નાગ કહેઃ

---

તપ કરીને સ્વર્ગ ગયેલો તે નળને સહાય કરવા આવ્યો છે. તે કહે છેઃ—

"હે નળ! હું તારો પિતા નિષધ છું. વ્રતો પાળતાં અને તપ કરતાં આયુષ્ય પૂરૂં કરી હું દેવ થયોછું. તને દુઃખમાં જાણી તારી મદદે આવ્યોછું. તારા પૂર્વના કર્મયોગે તને ત્રિખંડનું રાજ્ય મળવાનું છે પણ હમણાં દુઃખથી વિરાગ લાવીશ નહિ એમ કહેવા આવ્યોછું. પડેલું દુઃખ બરાબર સહન કરી, વિરાગી અવસ્થામાં પડવા સંભવિત એવાં અસહ્ય દુઃખો તું પહાડની પેઠે સહન કરી શકીશ એવી સાબીતી બનાવ. યાદ રાખજે કે ગ્રહણ માત્ર સૂર્ય ચંદ્રનેજ છેઃ બીજા ગ્રહોને નથી. ભરતીઓટ માત્ર સમુદ્રમાંજ છે;

"મેં એ ખરેખરો ઉપકાર કર્યો છે. તમારે ત્રણ વરસ ગુપ્ત ભમવાનું છે તેથી આ રૂપમાં તમને કોઇ ઓળખી શકશે નહિ. ત્રણ વરસ પછી મૂળ રૂપ પામવાને આ વસ્ત્ર પહેરજો." એમ કહી તેને ત્રણ દીવ્ય વસ્ત્ર આપ્યાં અને તેની પરીક્ષા પણ કરી બતાવી.

હવે નળ બાહુક નામ ધારણ કરી અયોધ્યા નગરીમાં ગયો. તેને જોઇને લોકો અરાં પરાં નાસવા લાગ્યાં. છોકરાં પછવાડેથી કાંકરા મારવા લાગ્યાં અને જ્યાં જાય ત્યાં સૌ હસે અને તાળીઓ પાડે. બાહુક ફરતો ફરતો રાજ્યસભામાં આવ્યો, ત્યારે દરબાર મંડળથી ખડખડાટ હસતું ખાળી શકાયું નહિ. રૂતુપર્ણ રાજા બોલ્યોઃ—" વિધાત્રા નવરી હશે

---

મોટાઇ મેળવવા ઇચ્છનારે બીરજવા ન થવું જોઇએ. ૪૧

ગમે તેવા સરોવર કે નદીને નથી. તેમજ કસોટીનો વખત માત્ર મહાન પુરૂષોનેજ આવે છે. નાનાઓને સંકટો પણ નાનાંજ હોય છે. એવું એક પણ સંકટ નથી કે જેનો બરાબર ખ્યાલ કરીએ તો સહન કરવું મુસ્કેલ પડે. જે માણસ પોતાને મહાન થયો જોવા ઇચ્છેછે તેણે હમેશ સ્થિતિના મોટા ફેરફાર અને સંકટોની રાહ જોઇનેજ બેસવું, કે જેથી તે જ્યારે આવે ત્યારે તેને ચમકાવે નહિ. ડરને અગાઉથીજ હસી કાઢતાં શીખવું જોઇએ. સમુદ્ર મર્યાદા છોડતો નથી અને મહાન પુરૂષો ક્ષમા અને મનની શાંતિ છોડતા નથી. વળી તને કહુંછું કે તું હમણાં જોગ ધારણ કરીશ નહિ. તારાં પુણ્ય વડે રળેલો વૈભવ ભો-

ત્યારેજ આ રૂપ ઘડયું હશે ! × કાજળ અને જાંબુ તો એની આગળ શરમાઇજ જાય ! આતો જાણે બીજો રૂપવંત નળ આવ્યો !" બાહુક કહે, "મારૂં નામ બાહુક છે હું નળની પાસે રહેલો છું. નળરાજા વનમાં જવાથી તેના દુઃખે હું આવો થઇ ગયો છું." .

**રૂતુપર્ણ**—"તમે **નળ**ના માણસ છો તો **નળ**ના કાંઇ સમાચાર તમને તો મળ્યા હશે."

**બાહુક**—"કાંઇજ નહિ, રાજન ! માત્ર એટલું સાંભ-
"ળ્યું છે કે તે વનમાં બહુ દુઃખી થયો છે અને તેની
"રાણી દૈવયોગે તેનાથી વિખુટી પડવાથી નિરાધાર બનીને
"જંગલમાં ફરે છે"

---

સંયમ-કાળ. ૪૨ ગવ, સોનું અને સત્તા વડે બને તેટલું પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કર અને પૃથ્વી ઉપર 'અમાર' પડો વજાડ, તથા ધર્મનો પ્રસાર કર.

પછી ચાહે તો જોગ ધારણ કરી સંસારનાં સારાં ખોટાં કામની ફરજોથી વિરક્ત થજે અને આત્માની લહેરોમાં સમય ગુજારજે. સંસારના ઓછા અનુભવે અને ઓછા જ્ઞાને લીધેલો સંયમ બરાબર પાળી શકાતો નથી. એમ કહી તે અદ્રશ્ય થાય છે. આ સીન ઘણો પસંદ કરવા લાયક અને બોધક છે.

× જૈન કથામાં એમ કહ્યું છે કે સુસુમાર નગરના દધિપર્ણ રાજાને ઘેર હાથી વશ્ય કરવાથી નળને ત્યાં રાખે છે. આ પ્રમાણે માણસ અને ગામનાં નામ પ્રેમાનંદે ઘણાં

ૠતુપર્ણ રાજા આ સાંભળી ઘણો ખેદ પામીને બોલ્યોઃ-
" સંસારની સ્થિતિ આવીજ છે, લક્ષ્મી વિજળીની પેઠે
" ચપળ છે, આયુષ્ય મેઘધનુષ્યના રંગ જેવું ક્ષણીક છે,
" યોવનની ક્ષણભંગુરતાની તો વાતજ શી કરવી ? સુ-
ખને અંતે દુઃખ અને દુખને અંતે સુખ, જ
સંસારની વિચિત્રતા ૪૩ મીનના અંતે પાણી અને પાણીના અંતે જમી
ન માફક જોવામાં આવે છે. એવી આ અસાર
સંસાર—નાટકશાળામાં જે ભાગ્યવંત નાટકકાર
" પોતાના થોડા વખતના પાઠમાં સત્ય જાળવી રહે છે,
" સ્વાર્થ તજી પરમાર્થનો લ્હાવો લેછે તેનુંજ નામ નળ
ની પેઠે અમર રહે છે, તેજ બીજી દુનિયામાં
સત્ય સર્વત્ર સર્વ કામે પુજાયછે ૪૪ સુખી થાય છે. દુઃખો મોટાનેજ હોય છે, એમ
સમજી દુઃખ વખતે મોટા માણસો વધારે સત્ય
વંત અને "હિંમતવાન થાયછે. ધન્યછે તે નળને !"

પછી તેણે બાહુક સામું જોઈ પૂછ્યું:-" તમે નળના
" માણસ છો માટે મારે તમને માન આપવું ઘટે છે.
" તમે શું કામ કરી જાણોછો ?"

**બાહુક**—" એક વાર નળરાજા મોટેથી અશ્વમંત્ર ભ-
" ણતા હતા તે સાંભળવાથી હું દિવસમાં સો જોજન
" રથ ખેડી શકુંછું."

---

ફેરવ્યાં છે. જેમકે દમયંતીની માનું નામ જૈનકથામાં પુષ્પ
વતી છે, પણ પ્રેમાનંદ તેને વજાવતી નામ આપે છે.

રૂતુપર્ણ—" ઓહો! ત્યારે તો તમે અમને ઘણા " કિમતી થઇ પડશો. વારૂ, તો અમારી અશ્વશાળાના ઉપરી " તરીકે અહીં રહેશો?,,

બાહુક—"ખુશીથી. પરંતુ હું દાસપણું ભોગવીશ નહિ."

પ્રધાન—"આવો કુબડો, દરિદ્ર અને વળી દુઃખી છતાં કહેછે કે હું દાસપણું ભોગવીશ નહિ આ પણ એક નવાઇજ કેની ? "

બાહુક માત્ર ખડખડ હસ્યો.

રૂતુપર્ણ—"આ ખરેખર કૌતક જેવું જણાય છે. દુઃખી માણસ આમ હસે અને બેદરકાર બને એ કાંઇ વિચિત્રજ છે. બાહુકજી, આ હસવાનો ભેદ સમજાવશો ? આટલા દુઃખમાં તમને હસવું કેવી રીતે આવે છે?"

બાહુક—"હું પોતાને દુઃખી ગણતોજ નથી. દુનિઆ મને દુઃખી જુએ છે અને જાણે છે પણ હુંતો સદા આનંદ માંજ રહુંછું. મારા સુખની વ્યાખ્યા સાંભળો:—

"સેવવી છે નહિ જેહને કોઇની,
સારી નરસી સ્વચ્છંદી જે મરણ;
જેહની ચાતુરી સર્વ સમાઇ છે,
સત્ય સાદા મંદી—સર્વ વરણ. ૧.
પ્રમાણિક જેહના સુવિચારો રૂપી,
ઢાળ જેની ખરી સહાયમાં છે;

ન વિકારો બધા આપના તંત્રમાં,
રાખી જે ગુપ્ત આનંદ વાંચ્છે. ૨
સદૈવ તત્પર રહે મોતને માટ જે,
ઓરડો માની નવ વેસ કેરો;
ને ભજે નિજ પ્રભુ ગુણી તેને ગણી
ખરો સુખી કોણ? ૪૫ દુઃખ પડતાં ન કે'તો નમેરો. ૩
લોક પોકારની સારી કે ખોટી જે,
આશ કે નહિ દરકાર કરતો;
શુભ કર્મ તે અર્પતો આત્મને,
હોયને કો હિ નહિજ વરતો. ૪
ભાગ્યદેવી કદી ચઢાવતી કોયને,
ઉદય-શિખરે, નહિ દ્વેશ કરતો;
ભાગ્યદેવી કદી ચઢાવતી આપને,
ઉદય-શિખરે, નહિ ગર્વ કરતો. ૫
બાહ્ય પ્રશંશા પરે આત્મ-આનંદનો,
રાખતો જે ન આધાર કાંઇ;
મન-મિત્ર પવિત્રની સોબતે,
રાત્રી દિન લે'ર કરતો ઉછાંઇ. ૬
સત્ય ને ધર્મ કે દેશ માટે મરે,
ચામ કે દામ કરતો ન વ્હાલાં;
પ્રિય જનને ગણે આપથીએ અધિક,

રીઝવે શબ્દ વડે ન હાલો. ૭
ભરતી ને ઓટ સાગર માંહી,
હોય નહિ એક તળાવડાને;
માની, ધૈર્યથી સત્ય છોડે નહિ,
સુખી તે નીજને નિત્ય જાણે." ૮

રૂતુપર્ણ—"પ્રધાનજી, ખરેખર આ એક અમૂલ્ય તત્વજ્ઞાની પૂતળું છે. પવિત્ર નળની સોબતમાં તે ઘણો લાંબો વખત રહેલ હોય એમ સંભવે છે."

બાહુક—"બેશક, નળના જન્મથીજ હું તેની સાથે રહું છું. એક વાર એક ઋષિએ નળને ભવિષ્ય કહ્યું કે, તમારે ત્રણ વરસ વનવાસ ભોગવવો પડશે, ત્યારે તેને બહુ દુઃખ થયું. તે વખતે તે મહાપુરૂષ ઋષિ મહારાજે જે કીમતી વચન કહ્યાં તે હું કદી ભૂલી શકીશ નહિ:—

× "માણસો વર્તમાન દુઃખથી ગભરાતાં નથી. એટલે
" ભવિષ્યમાં કેમ થશે તે વિચારથી ગભરાય છે. દુઃખ
" પડ્યા પહેલાં દુઃખી થઇ જાય છે તેથી પછી દુઃખ સ-
" હેવા અશક્ત બને છે."

"ખરૂં જોઇએ તો સુખ કે દુઃખ છેજ નહિ. જેમ પા-
" ણીનો રંગ એકકે નથી: જેવા પાત્રમાં તેને રાખીએ તેવો
સુખદુઃખ નીસમજ ૪૬ રંગ તેનો પણ દેખાય છે. તેમજ જગતમાં સુ-
ખ કે દુઃખ કાંઇ નથી પણ જેને આપણે સુખ

× આ બોધ નળને તેના પિતાએ દેવના રૂપમાં આપેલો તેજ છે.

" કે દુઃખ કહીએ છીએ એવો કોઇ બનાવ જેના સંબં-
" ધમાં બને તે તેને સુખ કે દુઃખ માની લે છે. એ
" કજ બનાવને એક માણસ સુખ માની લેછે અને બીજો
" દુઃખ માની લેછે. બે માણસ ગામ જતાં રસ્તામાં ભૂલા
" પડયા. આ બનાવને તેમાંનો એક દુઃખ માને છે અને
" બીજો કુદરતની ખુબી જોવાનો પ્રસંગ મળ્યો જોઇ આ-
" નંદ માનેછે. આગળ જતાં જંગલમાં એકલી વસતી કોઇ
" સુંદર સ્ત્રી તેમને બોલાવે છે. આ બનાવને તેમાંનો એક
" સુખ " માને છે. અને બીજો પોતાના શિયળને ફસાવે
" એવા સ્થાનને જોઇ આ "દુઃખ" ગણે છે."

" એવાં પણ દ્રષ્ટાંતો છે કે જેમાં એક માણસ અંધ થયા પછી ઘરમાં બેસી રહેવાનું થવાથી વિચાર-ને વિચારમાંજ વખત ગુજારતો અને તેમાંથી એક મહા ભારત શોધ કરી તેથી વિશ્વ વિખ્યાત

દેખીતાં દુઃખ. સુખ અં. ૪૭

" અને જનમંડળને ઉપયોગી થઇ પડયો. આના ઘણા દા-
" ખલા જોવામાં આવે છે કે જેથી દેખીતું દુઃખ ઘણી
" વાર સુખ અર્થે હોય છે."

" માટે હે પ્રાણી! તું શોક કરીશ નહિ, જાણ કે તું સુ-
" ખી હતો અને હજી સુખી થવાનો છું. જે અસં-
" ખ્ય અવતાર તેં ધારણ કર્યા છે. તેમાંના કેટલાકમાં તો

" અનેક પ્રકારનાં સુખ ભોગવ્યાંછે અને હજી આવતા અ-
" વતારોમાં ભોગવીશ. તો એકાદ દુ:ખથી દુ:ખી બની હિ-
" મત હારીશ નહિ. તારી ચાલુ સ્થિતિને સીમા વગરના
" ભૂત અને ઘણા લાંબા ભવિષ્ય સાથે સંકળાયલી માનીશ
" તો આ દુઃખ અસહ્ય નહિ લાગે."

" એક સમુદ્રમાં એક માણસ આવી પડ્યોછે, તેને બરા-
" બર તરતાં નહિ આવડવાથી ડુબકાં ખાય છે. એક વાર તે
ખડક સાથે અથડાવાથી તળીએ જઈ બેસે છે.
ત્યાં કેટલીક વાર રહ્યા પછી પાણીનું એક મોટું
મોઝું તેને અધર ઉછાળેછે. તે કેટલીક વાર અ-
ધર રહે છે, ત્યાં પોતાને જરા સુખી માને છે;
એટલામાં પૃથ્વીના આકર્ષણથી પાછો સમુદ્રમાં
" પડે છે અને પહેલાંની માફક બાથોડીઆં માર્યાં કરે છે.
" જેટલો વખત તે પાણીમાં છે તેટલો વખત કીનારાની
" નજીક આવવાનો કાંઇક પણ પ્રયત્ન કરી શકે છે. ડુબી-
" ને તળીએ બેઠો હતો એ સ્થિતિમાં ગુંગળાઇ મરેલો
" હતો. મોઝાંથી અધર ગયો ત્યાં જરા ચેન પડયું,
" પણ તે થોડા વખત માટેજ. તેમજ ત્યાં કંઇ તાર કે
" દોરડું નહોતું કે જેના અવલંબનથી સહીસલામત કી-
" નારે પહોંચે. પાછા પાણીમાં તો પડયા સિવાય છુટકોજ
" નથી. હિમતથી પાણી સાથે બાથોડીઆં ભીડવાં એમાંજ

મનુષ્ય-ભવ એજ તરવાનું સાધનછે. ૪૮

" તેનું શ્રેય છે. એને તે દુ:ખ માની લે તો પછી નિરાશ
" અને તેથી નિર્બળ બનેલો તે માણસ ઘણા પાતાળના
" અને થોડા અવકાશના ફેરા સિવાય બીજું શું પામી શકે?"

" પડક કે મોઝાંની દરકાર નહિ કરતાં એકજ લક્ષ્ય (કીનારા) સામા દ્રષ્ટિ રાખી તે તરફ ઉલટ-ભેર ધુસ્માંને ધુસ્માંજ કરવું એ મહાજનનું લક્ષણ છે."

સુખકે દુખને આપણો લક્ષ્ય માનવો નહિ. ૪૯

રૂતુપર્ણ રાજા આ સાંભળી ઘણો આનંદ પામ્યો. આવું વિચિત્ર પૂતળું આવી તત્વજ્ઞાનની વાત સાંભળી યાદ રાખે છે અને તેમાં તેને રસ પડે છે એ જોઇ આશ્ચર્ય પણ પામ્યો. તેના આ જ્ઞાન અને અશ્વમંત્રથી લલચાઇ તેને પોતાના રાજ્યમાં રાખી લીધો.

હવે નળને દમયંતીના વિરહની વેદના સખત ને વધુ સખત થવા લાગી. તે દરરોજ સુતી વખતે એક શ્લોક બોલતો:—

" જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે,
તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગ થકી ચંદ્રપ્રકાશ ખૂંચે,
જો દુ:ખ હોય દિલમાં, કશુંએ ન રૂચે."

"જો દુખ હોય દિલમાં કશુંએ ન રૂચે." ૫૦



## પ્રકરણ ૪ થું.



વે આપણે દમયંતીને સુતી મૂકી છે ત્યાં ફરીએ. તેને સ્વપ્ન આવ્યું કે "નળ મને મૂકીને જાય છે." તેથી તે એકદમ ઝબકી ઉઠી: "હે નાથ, એવી મશ્કરી જવા દ્યો. પ્રાણવલ્લભ, સંતાયા હો તો બહાર નીકળી આવો. વ્હાલા, રાત ભયંકર છે, ખૂણા ખાંચરામાં આપને કાંઇ કરડશે." પણ નાશી ગયેલો નળ ક્યાંથી જવાબ આપે ? "નળ, નળ" બોલતી, શરીરની કાંઇ પણ શુદ્ધિ વિનાની, લાલચોળ આંખમાંથી આંસુનો વરસાદ વરસાવતી દમયંતીના પગમાં કાંટા વાગવા લાગ્યા, શરીરે ઉઝરડા ભરાયા અને ચોટલો વાડમાં ભરાયો. ઘડીમાં ઉંડાં કોતર અને ઘડીમાં ઉંચા ટેકરા ચઢતી ઉતરતી ત્યારે તે વાઘ વરની ગર્જના અને સાપના ફુંફાડાથી બેદરકાર બની હતી. ચાલતાં ચાલતાં ગાતી કે:—

" મારા હૈયા કેરા હાર નજર ક્યાં આવશેરે,
મારા નાજુક શુકની બાળ અરે કોઇ લાવશેરે.
લલિત વચનની લ્હે એક લાગી, સુંદર વરણથી પ્રીતિ જાગી;
ચતુર સુજાણથી મેળવી, વિયોગ વળાવશેરે—મારા હૈયા૦ ૧

જીવ કાયા સૌ તુજને સોંપી, હેત ગણી દીલ પિંજર સ્થાપી:
હાજર હરનીશ રહી, ચરણુ તુજ ચાંપશેરે—મારા હૈયા૦ ૨
કનક કાયનું પિંજર કરશું, હાવ ભાવ રત્નેથી જડશું;
પોપટ પગલાં પલક કરો, રસ બાવશેરે–મારા હૈયા૦"+ ૩

ગાતામાં એટલી તલ્લીન થઇ જતી કે રસ્તે ચાલતાં મોં વિકાશી પડેલા અજગરના મોંમાં તેનો પગ પડયો. તેણે હવે જાણ્યું કે "આ મારી છેલ્લીજ પળ છે. **નળનાથને જપવાની છેલ્લીજ તક છે. હે પ્રભુ! હે નૈષધનાથ! તમારી દાસીને ભ-વોભવ સાથેજ રાખજો.** " પતિભકિત, પતિવ્રતાપણું અને પતિવાત્સલ્યની હદ વળી.

સતીની છેલ્લીઇ-ચ્છા ૫૧

રાણીની બૂમ સાંભળી એક પારધી દોડી આવ્યો. × તેણે કુહાડીના ઘાથી અજગરને માર્યો. દમયંતી ઉગરી. ઉગરી પણ એથી મોટા દુ:ખમાં પડવા માટેજ. સતીની આ-પત્તિ હજી પતી નહોતી. પારધીએ દમયંતીને પરણવા ઇચ્છા જણાવી અને તે માગણી કબુલ ન રાખે તો જુલમ ગુજા-રવાની ધમકી આપી. સતી દમયંતી! તારૂં સત્ય અહીં માત્ર વનચર પશુઓ અને વનસ્પતિજ જુએ છે એમ ન સમજીશ; **આકાશના દેવો અને જગદ્જનોના અં-**

+ "અશ્રુમતિ" માંથી

× આ બનાવ જૈન વાર્તામાં નથી.

તર્ચક્ષુ સદૈવ તારી તરફજ છે. તારા શબ્દો, તારી વર્ત્તણુક અને તારા વિચારો જગત્‌માં ઠામ ઠામ ગવાય છે અને તેનો દાખલો લેવા સર્વ કોઇ મન કરે છે. તું તારા માટે નહિ પણ જગત્ માટે જન્મ ધરે છે અને જીવે છે. તારા સર્વ–બોધક વિચારો, વચનો અને કૃત્યોની પવિત્રતા સદા કાયમ રહો !

દમયંતી કહેઃ–"હે યમપુરીના વટેમાર્ગુ ! જો મારા ઉપર તારો ઉપકાર થયો ન હોત તો હમણાંજ તને બાળી ભસ્મ કરત."

પારધી—"મહા મહેનતે પણ જેને દેવો પામી શક્યા નહોતા તે રત્ન વગર પ્રયત્ને મને મળી આવ્યું તે શું મારા નસીબ વિના ? અશરણશરણ પ્રભુ ! તારી લીલા અપાર છે. નળરાજા આને ભોગવી ન શક્યો તે ખરેખર મારે માટેજ." પાપીઓની આશાઓ અને તર્કો કેવાં પાપી હોય છે ? તે દમયંતીને આલિંગન દેવા દોડયો. અરે ! દૈવના જુલમની હદ વળી. સતીનું સત્ય અહીં કોણ સાચવશે ? પણ વાંચનાર, તું શા માટે આટલી અધીરાઇ રાખે છે ? સતીના સત્યની તને શી પીડા છે ? સત્ય અલૌકિક બળ આપે છે. સતી સ્ત્રીને હરકોઇ રીતે પોતાના બચાવનું સાધન મળી આવેછે. બળ કે બુદ્ધિનું તેમાં કાંઇ કામ નથી.

સત્ય અલૌકિક બળ આપેછે.
પર

**એનું સત્યજ એને સર્વ જોગવાઇ કરી આપે છે.**
સતી તથા પાપી વચ્ચે થોડીવાર બાથંબાથી ચાલી. ઘણા દિવસની ભૂખી, તરસી અને થાકેલી રાજબાળાના પવિત્ર અંગોને કોઇ કોઇ સ્થળે પાપી ભૃષ્ટ કરવામાં કોઇ કોઇવાર ફાવતો. એવામાં તેઓ એક ઉંડી ખાઇ નજીક આવી પહોંચ્યાં. દમયંતીના ધક્કાથી લક્કી કબૂતરની માફક ગુલાંટ ખાતો ખાતો પારધી તળીએ હમેશની સમાધિમાં પડ્યો. શાપ (શ્રાપ) થી બાળી મારવા સમર્થ છતાં પોતાના ઉપર

પુણ્યવંત પ્રાણી ક્ષમાવાન હોયછે.૫૩

એકાદ ઉપકાર કરનારને ચાલતાં સુધી શાપ ન દેવાય તો ઠીક એમ સમજી આટલું કષ્ટ સતીએ સહ્યું. **પુણ્યવંત જીવોના વિચારો સદા ક્ષમાવાન અને મોટાજ હોય છે.**

આગળ ચાલતાં દમયંતીએ એક ઝુંપડી જોઇ. તેમાં કોઇ તાપસ તપશ્ચર્યા કરતો હતો. તેને નમન કરી રાણીએ નળની ખબરઅંતર પૂછી. તાપસ કહેઃ—“ નળ કુશળક્ષેમ છે. પરંતુ તારા ઉપર તેનો પ્રેમ નથી. તે બીજી સ્ત્રી પરણવા ઇચ્છે છે. ” આ સાંભળી દમયંતી હરખી. તે બોલીઃ— **“ મારા નાથને કલ્યાણ હોજો ! હું એટલુંજ ઇચ્છું છું અને માગું છું. બીજી લાખો સ્ત્રીઓ પરણવાથી તેને સુખ થતું હોય તો હું માત્ર તેને સુખી થતો જોવાજ ઇચ્છું છું.”** પતિ

પતિ વાત્સલ્ય.૫૪

વાત્સલ્યનો આ ઉમદા દાખલો હાલની સ્ત્રીઓ

મનમાં ઉતારશે તો આ વાર્ત્તા લખનાર પોતાનો પ્રયત્ન સફળ થયો સમજશે.

નળની કુશળતાના ખુશ ખબરથી હર્ષીત થયેલી રાણીએ જળ-ફળ લીધું અને ઉંઘી ગઇ. ઉઠીને જુએછે તો તાપસ કે ઝુંપડી કાંઇ જોયું નહિ તેથી તે રડવા લાગી:-" હે પ્રભુ! આ દાસીની સંભાળ લ્યો. હે વેવીશાળીઆ હંસ! તારા નળને સમજાવ. હે વજ્રાવતી માતા! તારા જમાઇને શોધીને મનાવ. અરે નૈષધનાથ! એકાએક દર્શન દ્યો." એવામાં તેણે પાસેની નદી ઓળંગતા કેટલાક વેપારી જોયા. તેમને કહેવા લાગી:-" કલ્યાણ થાઓ તમારા સર્વનું! એક રંક અબળા ઉપર મહેરબાની કરી કહેશો કે ગોરૂં મૂખ, વાંકડી મૂછ, તથા વિશાળ કપાળ અને આંખવાળા નૈષધનાથને કયાંય જોયા? પાણીના કિનારે છો માટે સાચું બોલજો." દમયંતીના દેદાર જોઇ તથા તેનાં વચન સાંભળી વેપારીમાંના કોઇ કહે:-" એ એકલી ફરે છે માટે નીચ, નિર્લજ, કુલટા છે;" કોઇ કહે:-" એ રાક્ષસી છે;" કોઇ કહે:-" હું નૈષધનાથ છું; આવ, મને ભેટ." એમ સૌ તેને સતાવવા લાગ્યા. રાત પડી એટલે હાથીનું ટોળું પાણી પીવા આવ્યું, તેને કળિએ સિંહનું રૂપ લઇને ભડકાવ્યું તેથી હાથીની નાસાનાસમાં કેટલાક વેપારી ચગદાઇ મુઆ. વળી પાછો કળિ જોશીનું રૂપ લઇને વેપારીના સરદાર પાસે આવીને કહેવા

લાગ્યો કે-" આ સર્વ કૌતુક આ રાક્ષસીનાં છે. તે સર્વનો ભોગ લેછે." એ સાંભળી સર્વ લોકો તેનાપર તુટી પડયા. કોઇએ ગડદા, કોઇએ પાટુ, કોઇએ પથરા અને કોઇએ લાકડીથી તેને મરાય તેટલી મારી. અને પછી સૌ ચાલતા થયા. દુઃખની અવધી હજી આવી નહોતી.

જાણેકે આ અન્યાય માટે નળ પાસે દાદ માગતી હોય તેમ "ઓ નળ, ઓ નળ" એમ પોકારતી પોકારતી લોહીથી ખરડાયલી દમયંતી આગળ ચાલી. ચાલતાં ચાલતાં પોતાની માશી ભાનુમતીના નગરમાં આવી પહોંચી. તેને ઘેલી જાણીને લોકો મશ્કરી કરવા લાગ્યા અને છોકરાં કાંકરા મારવા લાગ્યાં. પોતાના બચાવ અર્થે હાથ આડો ધરતી. સુંદર રાજબાળાનો તે વખતનો રાંક દેખાવ જોવા માટે વાંચનાર! તારી કલ્પનાને ભાનુમતીના ઝરૂખા નીચે મોકલ. ઝરૂખેથી ભાનુમતીએ આ દેખાવ જોઈ, દયા લાવી તેને ઉપર તેડાવીને તેની હકીકત પૂછી. દમયંતી કહે:-"અમે દંપતી જાત્રાએ ગયાં હતાં, ત્યાં રસ્તામાં મને તજીને મારા પ્રાણનાથ ચાલતા થયા. ભાનુમતી મનમાં બોલી:-"મારી ભાણેજ દમયંતી પણ આવીજ છે. પણ તે આ સ્થિતિમાં અહીં ક્યાંથી હોય?" પછી તેણે દમયંતીને કહ્યું:-"વારૂ બ્હેન, તું અહીં રહેજે. તને સર્વ કોઇ 'સતી' કહી બોલાવશે. મારી પુત્રી ઇંદુમતી તને બ્હેન સમાન ગણશે." દમયંતી કહે:-"તમારો પાડ બાઇ. પણ હું નીચું કામ નહિ

કરૂં, તથા નિત્ય એક ભિક્ષુકને જમાડીને જમીશ. ભાનુમતી-એ તે કબુલ રાખ્યું.

દેહદમન કરતાં કેટલાક દિવસ કાઢયા. એવામાં કળિને વિચાર થયો કે:—"હજી તેના મનમાંથી નળ ખસતો નથી. વધારે દુઃખ આપીને નળ ભૂલાવી શકું તોજ મારૂં કામ થાય." એમ વિચારી જ્યારે મોતીનો હાર ભીંતને ટોડલે ભરાવી દમયંતી-ને તેની ખબર રાખવા કહી, ઇંદુમતી ન્હાવા ગઇ ત્યારે કળિએ ટોડલામાં પેશીને તે હાર ગળ્યો. નાહીને વસ્ત્ર પહેરી ઇંદુમતી હાર લેવા જાયછે તો હાર મળે નહિ. વ્હેમ આવ-વાથી 'સતી'ને ખાનગીમાં પૂછ્યું. 'સતી' કહે:—"મને ગરીબ જાણીને તમે શા માટે શું આળ ચઢાવો છો?"

નિમક હ-રામીની સ્થિતિ.૫૫ **પોતાનું પેટ ભરનારનું લુણહરામ કર-નાર કુંભીપાકમાં પડશે."** કુંવરી કહે:—"ના-હક શા માટે લોક સંભળાવોછો? દયા લાવીને 'સતી' તરીકે ઘરમાં રાખી તેનો આ બદલો આપે છે કે શું?" એટલામાં રાજમાતા આવી ચડયાં. બન્ને રડતાં રડતાં ફર્યાદ કરવા લાગ્યાં. એક કહે—"મારો હાર ચોરી ગઇ." બીજી કહે:—"જૂઠું આળ ચઢાવે છે." રાજમાતા કહે:—"તમે બન્ને સરખી ઉમરનાં હોવાથી 'સતી'એ મશ્કરી કરી હશે તો હમણાં તે પાછો આપશે. 'સતી'ને માથે કાંઇ આળ ચઢા-વાય?" દમયંતી કહે:—"ખરેખર બાઇ હું કાંઇ જાણતી નથી."

રાજમાતા કહે:–" તે હાર આપણો હોત તો કાંઇ ફીકર નહોતી, પરંતુ રીસાળ જમાઇ રાજાનો છે; માટે લીધો હોય તો આપી દ્યો."

એટલામાં સૌ દાસીઓ ભરાઇ ગઇ. કોઇ કહે તેને મારો, કોઇ કહે તેને ઉંચે બાંધો, કોઇ કહે હાર આપે ત્યાં સુધી પૂરી રાખો. આ રકઝક દરમ્યાન દમયંતીએ ઇશ્વર-પ્રાર્થના શરૂ કરી:—

"હો હરી સત્ય તણારે સંઘાતી, હરી હું તો કંહીએ નથી સમાતી;"
"હરી મારે કોણ જનમનાં કરતુ, હરિ ચોરિથિ શું બિજું નરતું."
"હરિ હું નથી દુઃખની ધીરા, હરિ છો વિપત્ય સમેના વીરા;"
"હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથ બંધુ કહાવો."
"મારે દોહલાં ઉદર ભરવું, હવે ઘટેછે મારે મરવું;"
'મારે ભરથારે કેમ છાંડી, હરી હું કોને કહું દુઃખ માંડી."
'હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મે'ણાં દીધાં;"
"મારા કોટિક છે અવગુણ, પણ તમો તો છો રે નિપુણ."
"હરિ મેં રાખ્યું હોય જો સત્ય, મને વહાલા હોય નળ પત્ય;"
"અપરાધ સરવ વીસારી, ચડો પ્રભુજી વારે મારી."

પછી તે ખરેખર આવેશમાં આવી ગઇ અને લાલ ચોળ થઇ બોલી:–

"બાઇ હાર તમારો જડજો, લેનારો તે ફાટી પડજો."–(પ્રે૦)

એ શબ્દો બોલતાંની સાથેજ ટોલ્લો ફાટયો ને માંહેથી

હાર નીચે પડયો. વળી અંતરિક્ષથી હારનો વરસાદ પડયો. એક એકથી અદકું મોતી જોઇને રાજ્યમાતા ચકિત થઇ ગઇ. તે વારંવાર સતીને પગે પડી અને બોલી કે "મારો અપરાધ ક્ષમા કરો." ઈંદુમતી તો ખસીઆણી પડી ગઇ અને મોંજ દેખાડી ન શકી. **સતીનું સત્ય પ્રત્યક્ષ પ્રકાશ્યું.+**




+ હારની ચોરીની વાત જૈનકથામાં નથી, તેમજ વેપારીઓએ દમયંતીને મારી એમ પણ એમાં નથી. તેમાં એમ આવે છે કેઃ—વેપારીઓએ તેને સતી જાણી તેનો ઉપદેશ સાંભળ્યો અને તેને આદરમાન આપ્યું. સાર્થવાહનો એક માણસ અપમાન પામી અચળપુર ગામના રૂતુપર્ણ રાજાના મહેલમાં ચોરી કરતાં પકડાવાથી ફાંસીની સજા પામે છે, તેને દમયંતી ઉપદેશ કરી ધર્મ પમાડે છે. તે મરી દેવ થાય છે અને આકાશમાંથી સોના મહોરની વૃષ્ટિ કરે છે.

## પ્રકરણ ૫ મું.



તીના પીએરની હવે આપણે ખબર લઇએ. સુદેવ ગુરૂ બન્ને બાળકને લઇને વિદર્ભ દેશમાં આવ્યો અને નળ-દમયંતીના વનવાસની સઘળી વાત કહી. **ભીમક** રાજા અને વજાવતી રાણી તથા સગાં વ્હાલાં બહુ દીલગીર થયાં. તેઓએ **સુદેવ ગુરૂને** દંપતીની શોધમાં મોકલ્યો. તે ફરતો ફરતો **ભાનુમતીના** નગરમાં આવી પહોંચ્યો. રાજમાતાના મહેલના ચોકમાં યજ્ઞ થતો હતો ત્યાં તે આવી ચડયો. ત્યાં તેની તથા **દમયંતીની** દષ્ટાદષ્ટ મળી. તેઓએ એક બીજાને ઓળખ્યાં. ગુપ્ત ભેદ જાહેર થયો. અને પોતાનીજ ભાણેજને દાસી પેઠે રાખવા માટે પસ્તાતી રાજમાતા દિગ્મૂઢ થઇ ગઇ. તેને દમયંતીએ “માસી, તમારો મોટો ઉપકાર થયો છે. મારા દોહલા દહાડા તમે કઢાવ્યા છે.” એવા એવા મીઠા શબ્દોથી શાંત કરી.

પછી દમયંતી તથા સુદેવ રજા માગીને વિદર્ભ દેશ તરફ ચાલ્યાં. ભીમક રાજાના મહેલ નજીક આવતાં દમયંતીએ પોતાનું સ્વયંવર ધામ જોયું અને નિસાસો મૂક્યો. “ક્યાં સ્વયંવર અગાઉની આશાઓનું સુખ, ક્યાં નળ

મેળવવાની મોટી મુસ્કેલીઓ, કયાં નૈષધપતિ સાથે ભોગવેલા ભોગવિલાસનું સુખ અને કયાં જંગલમાં ભટકવું તથા કયાં દાસીપણે માસીના ઘેર રહેવું ? વળી કયાં આ અચાનક ગુરૂ દેવનું આવવું અને તેથી નજીકમાં થવાનો કુટુંબ મેળાપ ? સુખ વખતે દુઃખનું નામ સ્વપ્નામાં પણ યાદ આવતું નથી અને એક એકથી ચઢીઆતાં દુઃખો વખતે સુખની તો શું પણ જીવનનીજ આશા રહેતી નથી. છતાં આજે હું માબાપ, વ્હાલાં બાળક અને સખીઓને ભેટીશ. **આશામાંથી નિરાશા અને નિરાશામાંથી આશા જન્મ પામ્યાંજ કરે છે. નસીબનો ચગડોળ દરેકને ઘડીમાં સુખી આકાશમાં અને ઘડીમાં દુઃખી પાતાળમાં ફેરવે છે.** મારૂં નસીબ–ચક્ર હમણાં પ્રકાશીત પ્રદેશ તરફ આવતું જણાય છે, અને તેથી વધારે આશા રાખવાનું મને મન થાય છે.” એટલામાં **ભીમક** રાજાનો મહેલ આવ્યો; બન્ને તેમાં દાખલ થયાં. સગાં વ્હાલાં ટોળે ભરાયાં અને હર્ષનાં આંસુ પાડવા લાગ્યાં. પછી **નળની** શોધમાં હજારો માણસ **ભીમક** રાજાએ મોકલ્યાં. **નળની** ભાળ મળે નહિ ત્યાં સુધી સતીએ સન્યાસ ધારણ કર્યો. તે મીઠા વગરનું ભોજન જમતી; સ્વાદિષ્ટ અને પૌષ્ટિક

આશા નિરાશાના વારાફેરા. ૫૬

પતિની ગેરહાજરીમાં સતીનીવર્ત્તણુક ૫૭

ખોરાક તજતી; પૃથ્વી ઉપર સુતી; તથા સુંદર વસ્ત્રો, અલંકારો અને કાજળ વાપરતી નહિ. ધ્યાન નળનુંજ ધરતી, સખી સાથે વાત પણ નળનીજ કરતી; ઉંઘમાં સ્વપ્ન પણ નળ સંબંધીજ આવ્યાની રાહ જોતી. એમ કરતાં એક વરસ વીતી જવા છતાં નળની ભાળ ન મળવાથી દમયંતીએ સુદેવને બોલાવીને કહ્યું:-"ગુરૂજી, તમે મારા જન્મના હિતસ્વી છો. મને શોધી લાવવાનું માન તમને છે. અને નૈષધનાથની ભાળ કાઢવાનું માન પણ તમેજ મેળવશો એમ મને વિશ્વાસ છે." સુદેવ તરત હુકમ માથે ચઢાવીને નળની શોધમાં નીકળી પડયો.

ઘણાંએક ગામો, નગરો અને શહેરોમાં ભટકવા છતાં તથા જંગલો, પહાડી પ્રદેશો અને ખીણોમાં આથડવા છતાં નળનો પત્તો નહિ લાગવાથી સુદેવ ફરતો ફરતો અયોધ્યાનગરીથી કેટલેક દૂર આવેલા જંગલમાં બેસી શોચ કરવા લાગ્યો. અને તેની ઉંડી ઉતરેલી આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. પણ એવામાં દુનીઆનો ઉંડો અનુભવ પામેલો બ્રાહ્મણ એકદમ ખડખડ હસી ઉઠયો અને એક બેદરકાર જુવાનની પેઠે નાચતો નાચતો ગાવા લાગ્યો:—

મૂર્ખ ગણોછો હસમુખાને,
લોક-થોક મળી બારૂ;

લીટી શોકની લલાટથી લઇ,
હાસ્ય કરચલી ખુબ પાડું. ૧
દીલગીરીની પોકો કરતાં,
હાસ્ય પડઘમ બહુ સારી,
ગરમ લોહી માનવનું છે તો,
સદા આનંદમાં રહેવું. ૫૮ શા માટે જડ થવું હારી? ૨
જાગૃત સ્થિતિમાં શા સારૂ,
શોક ઉંઘમાં જઇ પડવું?
ચીડીઆ થઇ બુદ્ધિ શા સારૂ,
ગુમાવી દુ:ખમાં પડી સડવું? ૩
સારી આલમનાં દુ:ખો લઇ,
સરખે ભાગે જો વહેંચે;
દુ:ખો નીજનાં અલ્પ જણાએ,
તો બડબડવું તે શાને? ૪

એવામાં ઘોડા કેળવવા નીકળેલો બાહુક ત્યાં આવી પહોંચ્યો. પાકી ઉમરના એક બ્રાહ્મણને ઘડીમાં રડતો અને ઘડીમાં આમ કૂદતો જોઇ તે બહુ આશ્ચર્ય પામ્યો. તેથી સન્મુખ આવી નમસ્કાર કરી પૂછવા લાગ્યો:—“મહારાજ, આપ કોણ છો અને કયા મહત્વના કારણસર અત્રે પધાર્યા છો તે કહેવા કૃપા કરશો?”

સુદેવ—"હું એક ગરીબ ટેલીઓ છું. અને ગામેગામ, જંગલે જંગલ અને ઠેકાણે ઠેકાણે ટેલ નાંખતો ફરૂં છું. પણ કોઇ મને સંતોષ આપતું નથી."

બાહુક—"શું મળવાથી સંતોષ પામો ?"

સુદેવ—"માત્ર મારી ટેલનો ઉત્તર."

બાહુક—"એ ટેલ મને કહેવામાં કાંઇ અડચણ ન હોય તો કહેશો ?"

સુદેવ (મનમાં)—"આ ભૂત શું ઉત્તર આપી શકવાનું હતું ? આ તે શું ભૂત હશે, પ્રેત હશે, પિશાચ હશે, કે યમનો કિંકર હશે ? કે પછી પાસેની નગરીમાં રડતાં બાળકોને છાનાં રાખવા આણેલું 'હાઉ' હશે ? (ચાહન)-"વારૂ તમે પણ સાંભળો:—

"ધર્મ ધુરંધર ધીક છે તુજને, ફરીએ તપાસ ન લીધીરે;"
"રંકે રત્નનું જત્ન ન થાએ, કુળ ફજેતી કીધીરે."

બાહુક આ સાંભળી વિચારમાં પડયો. તે સમજ્યો કે આ દમયંતીની યોજના હોવી જોઇએ. પરંતુ હવે તેનો મારા ઉપર કેવો પ્રેમ રહ્યો છે તે મારે જોવું જોઇએ. માટે હમણાં ચાહન ન થતાં તે શું શું કરે છે તે ગુપ્તપણે જોયાં કરવું એજ ઠીક છે. એમ વિચારી નીચેની બે લીટીઓ બોલી ઘોડા શહેર તરફ મારી મૂક્યો:—

"વોર્યું હતું કંઇ રત્ન જાણીને, કાચ થઇ નીવડીઉંરે;"

"સ્વાર્થી પેટના બંહમે તજીઉં, નથી છૂટો પડીઉં રે."

બૂમ પાડી તેને બોલાવવા છતાં ઘોડેસ્વાર બીલકુલ બોલ્યો નહિ, તેથી આશ્ચર્યમાં પડેલો બ્રાહ્મણ હવે ઘર ભણી વળ્યો. કેટલાક મહિને તે સહિસલામત આવી પહોંચ્યો. દમયંતીને કદરૂપા ઘોડેસ્વારની વાત કહી તથા એટલું પણ કહ્યું કે-'મચ્છની જે વાત તમે દંપતીજ જાણોછો અને જે હું જ્યારે ટેલ માટે નીકળી પડયો ત્યારે મને એકલાને જ તમે કહી હતી, તે વાત આ માણસ કયાંથી જાણે ? આ ઉપરથી તે નળ હોવા સંભવ રહે છે. પણ જો તેમ હોય તો તેનું શરીર આવું કુબડું કેમ હોય ? "

દમયંતી—"હવે માત્ર એની ખાત્રી માટે આપણે યુક્તિ કરવાની છે." એમ કહી તરત તેણે પોતાના પિતાના નામથી એક કંકોત્રી લખી નાખી. તેમાં એવી મતલબનું લખ્યું કે "નળરાજાએ દમયંતીને તજીને વનવાસ લીધો છે. ઘણી શોધ (ખોળ) કરતાં તેમનો પત્તો નહિ લાગવાથી દમયંતીનો સ્વયંવર ફરીથી કરીએછીએ, તે વખતે આપ પધારી મંડપને શોભા આપશોજી. સૂર્યવંશી રાજા સિવાય બીજા કોઇને નહિ વરવા દમયંતીએ લીધેલું 'પણ' તો આપ જાણતાજ હશો." કંકોત્રી સુદેવને આપી, તેને બ્રાહ્મણના વેશે અયોધ્યાના ઋતુપર્ણ રાજાને આપવા મોકલ્યો.

કેટલાક વખતે સુદેવ નોંતરીઓ ઋતુપર્ણની કચેરીમાં

હાજર થયો. તેણે તે કંકોત્રી રાજાને આપી, જે વાંચી રાજા ઘણો હરખાયો. તે એમ સમજ્યો કે દમયંતીએ સૂર્યવંશી સિવાય બીજા કોઇને નહિ વરવા 'પણ' લીધું છે અને સૂર્યવંશી રાજાઓમાંતો નળ જંગલમાં જતાં મારા જેવો બીજો કોઇ છેજ નહિ. માટે જરૂર મારૂં ભાગ્ય ફળશે." પણ વળી કાંઇ યાદ આવ્યું હોય તેમ કરી ઉંડો નિસાસો મૂકયો: "અરે બ્રાહ્મણ! તું કેવો જબરો મૂર્ખ! સ્વયંવર કાલ સવારે છે અને આજ સાંજે તું કંકોત્રી લાવ્યો. હવે આટલા ટુંકા વખતમાં એટલે દૂર શી રીતે જઈ શકાશે?" તે વધારે ને વધારે ગુસ્સો કરવા લાગ્યો: "અરે નિર્માલ્ય નોંતરીઆ! તારી આળસથી મારા હાથમાં આવેલું અમૂલ્ય રત્ન જવા બેઠું છે." સુદેવ કહેઃ-"હું શું કરૂં? મહારાજ! એક તો અયોધ્યા નગરી ઘણી દૂર અને વળી જાણો છોને કંકોત્રીનાં કામ છે. રસ્તામાં કંકોત્રી આપતાં આપતાં આવવાનું હોવાથી મોડુંય થાય."

એટલામાં કોઇએ યાદ કરાવ્યું કે થોડા મહિના ઉપર આવેલો પેલો બાહુક અશ્વમંત્ર જાણવાનું કહેતો હતો તે શા કામ આવવાનો હતો? રાજાએ તેને તેડવા માણસ મોકલ્યું. હાથમાં ચાબુક લઇને, મોઢેથી બડબડ કરતો, તીખી આંખે જોતો અને નાકે સરકા બોલાવતો બાહુક કચેરીમાં હાજર થયો. તે વખતે સર્વ લોકો ખડખડ હસી પડયા.

ઋતુપર્ણ રાજા કહે:-" પધારોએ બાહુકજી ! આજ તમારો ખપ પડ્યો છે. આજ તમારી હિમ્મતે દમયંતી પરણવી છે. અમારી લાજ હાલ તમારા હાથમાં છે." નાક ફૂલાવી બાહુક બોલ્યો:-" આ બૈયા દમયંતીને પરણશે ! અરે પાપણી આશા ! શા માટે તું કાગડાને હંસકન્યા મેળવવાનો વિચાર પણ કરાવે છે ? રાજા, પારકી સ્ત્રી માટે શા સારૂ નાહક વળખાં મારોછો ? નાગની પ્રમદા શું તમને વરવાની હતી ? તમને વિષયીને તો લાજ ન હોય પણ અમે કાંઇ લાજ છાપરે મૂકી નથી." રાજા કહે:-"બાહુકજી ! ગમે તેમ સમજો પણ આજ મારા સારૂ રથ હાંકવોજ પડશે."

બાહુક—" વારૂ, પણ સ્વયંવરમાં હરીફાઇ કરવાનો સઘળાને સરખો હક છે. માટે આપણે બન્ને વર થઇશું."

રાજા હસીને બોલ્યો: " પહેલો વર તું ! ચાલને ભાઇ ! જેનું ભાગ્ય બળશે તેને દમયંતી મળશે."

પછી બાહુક રથ તૈયાર કરવા ગયો અને ઋતુપર્ણ રાજા શણગાર સજવા ગયા. પૂર દમામમાં રાજા ઓરડામાંથી બહાર નીકળ્યા ત્યારે રાણીએ કહ્યું: "રાજા થઇને પારકી સ્ત્રી ઉપર મન રાખોછો. ? બીજી લાવવાનું મનછે તેજ બતાવી આપેછે કે એકને ખુશ રાખી શકતા નથી.

અને જ્યારે એકને સંતુષ્ટ રાખી શકતા નથી ત્યારે બેને કેમ રાખી શકવાના હતા? બે સ્ટુલ ઉપર પગ રાખનાર જરૂર પડવાનાજ." એ વાત ઉપર કાંઈ ધ્યાન નહિ આપતાં રોફમાંને રોફમાં રાજા ચાલ્યો ગયો. રથ આગળ આવી જુએછે તો ભાગ્યા તુટયા રથને જોડેલા ચાર ઘોડા પૈકી એક લંગડો, એક બૂચો, એક કરડકણો તથા એક કાણો હતો. બધાનાં હાડકાં દેખાતાં હતાં અને શરીર ઉપર બગાઇઓ બણબણતી હતી. તે જોઇ રાજા ક્રોધથી બોલ્યો: "અરે મૂર્ખ! પવનવેગી પાણીપંથા ઘોડા મૂકીને આ વેઠીઆ ઘોડા ક્યાંથી લાવ્યો?" બાહુક કહે: "એ શીખામણ મને આપનાર તું કોણ? ઘોડા પારખવાની શક્તિ છે તો પછી શા માટે મને સાથે લઇ નકામી તસ્દી આપે છે? મને તો તારા નિર્લજ સાથે આવવાની ફુરસદ નથી." એમ કહી પાછો ચાલ્યો. રૂતુપર્ણ તેને પકડવા ચાલ્યો. રથની આસપાસ, આગળ બાહુક અને પાછળ રાજા એમ પાંચ સાત ફેરા ફર્યા. જ્યારે છેવટે રાજાએ બહુ કાલાવાલા કર્યા ત્યારે બાહુક બોલ્યો: "અત્યારે આટલી નમનતાઇ બતાવાય છે; હમણાં તો મારા પહેલાં પહેલાં રથમાં ચડી બેસતા હતા, જાણે કે મારાથીએ મોટા હોય નહિ?" રાજા કહે: "ચાલ બાપુ, ચાલ; તારાથી હજાર વાર છોટા."

પછી બાહુકે રથ હાંકયો. પણ ઘોડા વારંવાર લથડી જાય. તેમને તે ચાબુક મારતો અને કહેતો કે "ધણી મુઆ ઘોડાઓ કેમ ચાલતા નથી? જેવું તેમના ધણીનું અન્ન તેવુંજ તેમનું બળ હોયની?" રાજા કહે: "ભાઈ એવું બોલમાં; લોકો સાંભળશે. એ વિના બીજી ગાળ દે." શેરીએ શેરીએ આ વગર પૈસાનું નાટક જોવા લોકો ભરાયા. રાજા ગભરાઇને કહેવા લાગ્યો:- "આમાં એકકે વાત સરવી નથી. રાત તો અહીંજ પડી. હાયરે! દમયંતી હાથમાંથી ગઇ!" બાહુક કહે:-"તમને શી ચિંતા છે? તમારા કરતાં દમયંતીને વરવાની મને બહુ હોંશ છે, માટે હું કેમ વખત ચૂકીશ?" એમ કહી હેઠે ઉતરીને ઘોડાના કાનમાં અશ્વમંત્ર ભણી ફુંક મારી કે તરતજ તેઓ પવનવેગે ઉડ્યા. રાજા કહે:-"શાબાશ, બાહુકજી! શાબાશ. હવે તો દમયંતી મળશે ખરી! અને જો એમ થાયતો બાહુકજી મારે તમને ઘણા ભાવથી પૂજવા પડશે." રાજાના આ બોલ તેણે નહિ ધાર્યું હતું એવા કોઇ અર્થમાં ખરા પડેછે એમ વાંચનારને આવતા છેલ્લા પ્રકરણ પરથી સમજાશે.

## પ્રકરણ ૬ ઠું.



ળ-રૂતુપર્ણનો રથ પવન વેગે ઉડયો. જેટલી ઝડપથી તેમનો રથ ચાલતો હતો, તેટલીજ ઝડપથી તેઓ તેમના સુભાગ્યની નજીક આવતા જતા હતા. અને તેટલીજ ઝડપથી નળ દમયંતીના સુખનો સૂર્ય ઉગવાની તૈયારીઓ કરતો હતો.

રૂતુપર્ણના આગ્રહથી નળે તેને અશ્વમંત્ર શીખવ્યો અને તેના બદલામાં તેણે નળને પોતાની પાસેની ગણિતવિદ્યા શીખવી અને તેની પરીક્ષા બતાવવા સારૂ એક બેઢાના ઝાડ પાસે રથ ઉભો રખાવી તે ઝાડપરનાં પાંદડાંની સંખ્યા કહી બતાવી. તે નળે ગણી જોયાં તો એટલાંજ થયાં.

એ વિદ્યાના પ્રભાવથી કળિ નળના શરીરમાંથી નીકળી નાઠો. તેણે આગળ વર્ણવ્યા મુજબ ભયંકર વેષ ધર્યો હતો. એક લપડાક મારી નળે તેના માથા ઉપરથી સઘડી પાડી નાખી તથા તેના માથાનાં પંચરંગી ગુંચળાં પકડી કહ્યું:— " હે દુષ્ટ ! મારા શરીરમાં પ્રવેશ કરી મને જે દુઃખ આપ્યું તેવું તેં બીજા કેટલાને આપ્યું હશે ? માટે

આજ તને નહિ છોડું." એમ કહી તરવાર ઉગામી, જે રાતના અંધકારમાં દીવા માફક ચળકી રહી. પણ કળિ કાલાવાલા કરવા લાગ્યો:—"મહારાજ, મને જીવતો મૂકો. મારામાં એક અવગુણ અને બે ગુણ છે. મારો અવગુણ એ કે જ્યાં હું જઉં ત્યાં આ પ્રમાણે સ્થિતિ કરૂં:—"હું જઉં ત્યાં ધર્મ રહે નહિ, ચારે

કળિનો પ્રભાવ. ૫૯

વર્ણ ભ્રષ્ટ થાય, **ઉપદેશક વર્ગ દંભી, લોભી, અને અજ્ઞાની થાય,** અનાચાર અને
" અપરાધ વધી પડે, સ્ત્રીઓ મર્યાદા છોડે, દાન-દયા અને
" સત્ય અદૃશ્ય થાય, ભક્ષ્યાભક્ષ્યનો વિચાર રહે નહિ,
" પુત્રો માબાપને તરછોડે અને સ્ત્રીઓના થાય અને
" માબાપ પુત્રોનાં અદેખાં અને વ્હેમી થાય, વૃદ્ધ સ્ત્રી-
" પુરૂષો પણ વિષયમાં રાચ્યાં રહે, **કવિઓની ચાલાકી**
" **સ્ત્રીઓનાં વખાણ અને સંભોગ વર્ણનમાંજ આ-**
" **વી રહે,** જોગી જતીઓ સ્ત્રીઓના પાસમાં ફસાય,
" **દુષ્ટ વિષયબુદ્ધિ પવિત્ર પ્રેમનું નામ ધારણ**
" **કરે,** દેશકાળનો વાંક કાઢી પરણનારી નવ વરસની છો-
" કરીઓ ગર્ભ ધારણ કરે, સ્વામીદ્રોહી, ગુરૂદ્રોહી અને
" વચનદ્રોહી ફાવી જાય, રાજા લોભી અને સ્વાર્થી તથા
" પક્ષપાતી થાય, પ્રજા બાયલી, કુસંપી, અધમ અને શેખી-
" ખોર થાય, સ્ત્રીઓ પતિ પહેલાં ભોજન કરે, પતિ પહેલાં

" સુએ અને પતિ સાથે કલેષ કરે, દાતારને ત્યાં ધન
" રહે નહિ અને ધનવાન લોક કંજુસ થાય, ખાનાર હોય
" ત્યાં અન્ન રહે નહિ અને અન્ન હોય ત્યાં ખાનાર રહે
" નહિ, રૂપ અને ગુણ એક બીજાથી લડતાં ફરે,
" શિષ્યની સેવા કરવાનું ગુરૂના અને સ્ત્રીની
" સેવા કરવાનું સ્વામીના નસીબમાં આવે,
" વગર પૈસાના કહેવાતા ધર્મનો અવળો અર્થ
" લઇ લોકો સ્વાર્થી અને સાંકડી બુદ્ધિના થાય,
" દેશ-ધર્મ કે કૂળનું અભિમાન રહે નહિ, મલીન
" દેવ અને મંત્ર જંત્રને માનનારા ઘણા થાય અને આત્મ-
" જ્ઞાનનું નામ ભુંસાઇ જાય, એકને તજી નીક-
" ળેલાઓ અગ્યારસોના ફાંદામાં ફસાય, સ્ત્રીઓ
" વિષયતૃપ્તિનું યંત્રજ મનાય, ઉમદા ખવાસ
" અને ધૈર્ય અંતર્ધ્યાન થઇ જાય, દોલત અને સત્તા અ-
" ધમ જનોના હાથમાં જાય, વીરો કાયર થાય, સ્વાર્થ
" પ્રધાનપદ પામે, વિગેરે વિગેરે.

"હવે મારામાં બે ગુણ છે તે કહું:—એક તો એકે,
" કૃતયુગ અને દ્વાપર તથા ત્રેતાયુગમાં સો વરસ તપ કરવા
" છતાં બ્રહ્મનાં દર્શન થઇ શકતાં નહિ. પણ મારી કારકી-
" દીમાં તો જે કોઇ છ માસ તપ કરે તેને પણ જરૂર
" દર્શન થાય છે. બીજો ગુણ એ કે ઉપર કહેલા ત્રણ

" યુગના વખતમાં કોઇ સો વાર દાન કરતું તો તે એકજ
" વાર પામતું પણ હવે મારી કારકીર્દીમાં જે કોઇ નર
" કે નારી ભાવે કે કભાવે એકજ વાર દાન કરે તો તે
" સો વાર પામે છે."

" આ પ્રમાણે મારામાં એક અવગુણ પણ બે ગુણ
" છે, માટે મને જીવતો મૂકવો એ આપ જેવા ન્યાયીને
" વધારે શોભતું છે."

આ સાંભળી નળે તેને જતો કર્યો. પણ કહ્યું કે: "જ્યાં મારો કથા કે ધર્મકથા ચાલતી હોય ત્યાં તારે ઉભા રહેવું નહિ. એમ કહી રથ હાંક્યો. નળ સિવાય રથમાંના કોઇએ આ અદૃશ્ય દેખાવ જોયો નહોતો.

ગામ છેકજ નજીકમાં આવવા છતાં સ્વયંવરની કાંઇ પણ તૈયારીઓ જોવામાં ન આવી તેથી રૂતુપર્ણ પૂછવા લાગ્યો: " અરે બ્રહ્મદેવ ! આ કાંઇ મશ્કરી તો નથી ?"

સુદેવ—"મહારાજ, આ વિવાહ છાનો છે. અને તે કંકોત્રી પણ દમયંતીએ પોતે છાની લખી છે. એ શબ્દોએ રૂતુપર્ણની આશાને પાણી પાયું.

પછી સુદેવે રૂતુપર્ણને રાજમેહેલમાં ઉતારો આપ્યો અને બાહુકને તેના રીવાજ પ્રમાણે જૂદી રસોઇ કરવા સારૂ દમયંતીના મહેલ પાછળની વાડીમાં ઉતાર્યો. તેને માટે પાણીનું વાસણ મૂકયું હતું પણ તેમાં પાણી નહોતું; અગ્નિ

કે રસોઇ હલાવવાની કડછી પણ મૂકી નહોતી. બે સખીઓને તેની શેવામાં રાખી હતી. અને દમયંતી પોતે અંતર પટ રાખીને બારીએ બેઠી હતી. નળના અડકવાથી સુકાં લાકડાં નવપલ્લવ બન્યાં એથી તેઓ આશ્ચર્ય પામ્યાં. વળી નળે વરૂણ મંત્ર ભણીને ખાલી ઘડા જળથી ભર્યા અને તેથી નાહ્યા પછી વગર અગ્નિએ લાકડાં સળગાવ્યાં તથા ઉભરાતો રસોઇ હાથવડે હલાવી. તે જોઇ તેઓને વધારે આશા આવવા લાગી. પછી દમયંતીના ઇશારાથી એક સખી તૈયાર થયેલી રસોઇનો થાળ લઇને નાશી ગઇ, તે ચાખવાથી દમયંતીને વધારે ખાત્રો થઇ. હજી વધુ પરીક્ષા માટે બન્ને બાળક દાસી સાથે બાહુક પાસે મોકલ્યાં. તેમને જોઇને નળની આંખમાં આંસુ આવ્યાં અને લાંબા હાથે ભેટવા ગયો, પણ તે છોકરાં ડરીને તેમની મા પાસે દોડી ગયાં. આ સર્વ ઉપરથી બરાબર ખાત્રી થઇ, તેથી દમયંતીએ બાહુકને પોતાની પાસે એકાંતમાં બોલાવ્યો. અંતરપટ રાખીને તેની સાથે તે વાત કરવા લાગી.

દમયંતી—"મારા એક સવાલનો જવાબ આપશો? પુરૂષો મનના મેલા કેમ હશે? સ્ત્રીનો હાથ ઝાલી તેને તજી કેમ દેતા હશે? દેવતાઓને પણ નહિ લેખાવનાર સુંદરીના જરા જેટલા દોષ માટે જે પુરૂષ તેને જંગલમાં મૂકીને ચાલ્યો જાય તેને કેવો કહેવો? ત્યાં તેને અજગર

ગળે તો કોણ બેલી ? પારખી દુષ્ટ બુદ્ધિથી પાછળ પડે તો કોણ તેનું સત્ય જાળવાવે ? લંપટ લોકો મશ્કરી કરે તો કોનું કૂળ લાજે? માશીના ઘેર વેઠ કરી પેટ ભરવું પડે છતાં અઘોરી નાથને દયા ન આવે તો તેનું શું કરવું? પુરૂષનો વિશ્વાસ કરનારને રોઇ રોઇને મરવું પડે એ કેવી વાત ? ખપ કરીને પરણીને અંતે દુઃખી કરે તેને માટે પૂછનાર કોઇ હશે કે નહિ ? તમે કોઇ ધર્મી અને શાણા પુરૂષ છો માટે આ પ્રશ્નનો ખુલાસો કરો."

નળ તે બધું સમજી ગયો. દમયંતી એકેક અક્ષર બોલતી ગઇ તેમ તેમ તેનું હૃદય ચીરાતું ગયું. નિર્દોષ અને પ્રેમાળ પ્રિયાને તજવાની બુદ્ધિ થઇ તે માટે તેનું કાળજું કપાવા લાગ્યું. જે પળે કળિએ પ્રથમ જુગાર રમવાની મતિ સુઝાડી ભ્રષ્ટતાનો પાયો ચણ્યો તે પળને તે હજારો શાપ દેવા લાગ્યો. તે બોલ્યો:—"ધારો કે એક પુરૂષ કોઇ સ્ત્રીને પવિત્ર ધારીને પરણે—તેને પટ્ટરાણી કરી તેનાજ મોહમાંજ લુબ્ધ થઇ જાય-સગાં વ્હાલાં સર્વેને વિસારી દે-અને એ સ્વાર્થી સ્ત્રીની સાથે ઘણું ખરૂં આયુષ્ય ગુમાવે-તેને વનમાં સાથે લઇ જાય-તેને માટે પોતે ભૂખ્યો તરસ્યો છતાં પાણીમાં ભટકી મચ્છ લાવી આપે અને પછી તે એકલી એકલી તે મચ્છ છાનાં છાનાં હોઇયાં કરી જાય-તે સ્ત્રીને શું કરવું તે મને કહેશો ? તમે પણ ભીમક

રાજાની પુત્રી છો અને નળ જેવાનાં માનીતાં રાણી છો તો આનો ખુલાસો બરાબર આપશો. હવે જો એ સ્ત્રીને અજગરે ગળી હશે તો એના નાથને વળી સાપ ડસ્યો હશે; એ સ્ત્રીને કોઇએ શાકિણી કહી હશે તો એના પતિને વળી ભૂત જેવો બનવું પડયું હશે; એ સ્ત્રીએ પરઘેર વેઠ કરી હશે તો તેના કંથને પારકાના ઘેર રહી પેટ ભરવું પડયું હશે. અરે સુંદરી, કહો! કોણ કોનાં દુઃખ રોશે? બુદ્ધિવંત પ્રાણી તો નસીબનોજ દોષ દેખશે. જો તે સ્ત્રીને ધોળાં વસ્ત્ર પહેરવાં પડયાં હશે તો તેના પતિને વળી કામળો ઓઢીને ચાલવું પડયું હશે. અને જો તે સ્ત્રીને:—"

દમયંતીથી હવે વધારે વાર મુંગાં મુગાં આ સાંભળી શકાયું નહિ. બદશિકલથી કાંઇ પણ અચકયા સિવાય તે એકદમ તેને ભેટી પડી. નળ કહે—"મારા જેવા ભૂતને ભેટતાં તમારૂં સુંદર શરીર કાળું થશે." દમયંતી કહે—"પ્રાણનાથ! એમ બોલશો નહિ. હું હવે તમને છોડનાર નથી. આ વેષ કરવાનું કારણ કહો."

નળ—"આ વેષ થયો તે થયો. કાંઇ કોઇનો શાપ દૂર થઇ શકે કે? માટે આ કુરૂપ ઉપરથી મોહ ઉતારી નાંખો. સમજુએ વધારે યોગ્ય પુરૂષ પસંદ કરવો ઘટે છે."

પ્રેમબહારના રૂપ સાથે સંબંધ ધરાવતો નથી. ૬૦

દમયંતી—"એ વેષ અને એ શિકલ મારે કામ કુમારથી પણ અધિક છે. એથી અધિક યોગ્ય કે સુંદર પુરૂષ દુનિઆમાં છેજ નહિ, અને હોય તો તેને જાણવાની મને અભિલાષા પણ નથી."

નળ—"હું ફરીથી કહુંછુ કે તમે તમારા નળને બરાબર ઓળખ્યા સિવાય ફસાઇ ન પડો. ચાલો હુંજ તે નળની શોધ કરી હમણાં પાછો આવુંછું."

એમ કહી તે ત્યાંથી વિજળી માફક નાઠો અને ઓરડાના ખૂણામાં ભરાઇ ગયો, ત્યાં નાગે આપેલાં ત્રણ વસ્ત્ર પહેરી લીધાં. "બાહુકજી! વળી મને રાંકને છેતરીને કયાં નાઠા?" એમ બોલતી રડતી દમયંતી નળને શોધવા પાછળ પડી. એટલામાં નળ પોતાના મૂળ દિવ્ય રૂપમાં દોડતો આવી તેની સન્મુખ ઉભો અને તેનો હાથ ઝાલી કહેવા લાગ્યો: "શું છે, પ્રિયા? બાહુક નાશી ગયો? ચાલ, હું તેને પકડી આપું."

હર્ષઘેલી થયેલી અને અચંબામાં ગરકાવ થયેલી દમયંતીથી કાંઇ બોલી શકાયું નહિ. તે નળના ગળામાં હાથ નાખી ટટળી પડી અને ઘડી વાર બન્ને એ અત્યંત સુખી સ્વપ્નમાં–એ આનંદી સમાધિમાં સ્થિર રહ્યાં.

બીજી આડી અવળી વાત કરી. આ અત્યંત મનોરં-

જક દેખાવ વાંચનારની કલ્પના-શક્તિમાંથી ખસેડી નાંખવા કે ઝાંખો કરવા અમે બીલકુલ રાજી નથી. તેથી વાર્તાનો શેષ ભાગ ટુંકમાં પૂરો કરવા અર્થે એટલુંજ કહેવું બસ થશે કે, નળ પ્રગટ થતાં સૌ સુખી થયું; માત્ર એક ઋતુપર્ણ પોતાની ભૂલ જોઇ ખેદ પામ્યો. તેને નળે દિલાસો આપ્યો તથા તે આશાભંગ ન થાય તે માટે દમયંતીની ભત્રીજી કે જે રૂપ ગુણમાં દમયંતીનોજ જમણો હાથ હતી તે પરણાવી. સુદેવ ગુરૂને નળ-દમયંતી, ઋતુપર્ણ તથા વિદર્ભરાય તરફથી પુષ્કળ ઇનામ મળ્યાં. પછી તેઓ સૌ પોતપોતાના ધામ ગયાં. પુષ્કરે ખુશીથી નળને રાજ્ય સોંપ્યું. અને પોતે તેની સેવામાં રહ્યો. પવિત્ર નળનું ધર્મરાજ દુનિઆમાં ગવાયું અને નળ દમયંતીનું સત્ય દષ્ટાંત રૂપ થઇ પડ્યું. **નળ દમયંતીનું સત્ય સર્વમાં હોજો !**

સમાપ્ત.

# અમારાં રચેલાં તથા પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો.



| | | |
|---|---|---|
| ૧ | ગુજરાતી શબ્દાર્થ કોષ. (કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરી સારૂ મંજુર કર્યો છે.) | ૦—૬—૦ |
| ૨ | પ્રાણી હિંસા અને પ્રાણી ખોરાક નિષેધક. | ૦—૭—૦ |
| ૩ | સદુપદેશ માળા (નીતિની ૧૪ વાતો) સીલીકે નથી. | ૦—૬—૦ |
| ૪ | આલોયણા. | ૦—૨—૦ |
| ૫ | મધુમક્ષિકા (સામાજીક આવૃતિ.) | ૦—૮—૦ |
| | ,, (રાજીક આવૃતિ.) | ૧—૦—૦ |
| ૬ | સતી દમયંતી (કાચા પુંઠાની.) | ૦—૬—૦ |
| | ,, (પાકા પુંઠાની.) | ૦—૮—૦ |
| ૭ | જૈન હિતેચ્છુ પુસ્તક પહેલું (પાકા પુંઠાનું.) | ૧—૨—૦ |
| ૮ | જૈનહિતેચ્છુ પુસ્તક બીજું (પાકા પુંઠાનું.) | ૧—૨—૦ |
| ૯ | જૈનહિતેચ્છુ પુસ્તક ત્રીજું (પાકા પુંઠાનું.) | ૧—૨—૦ |
| ૧૦ | શ્રી વિપાકસૂત્રનો સાર (ગુજરાતીમાં.) | ૦—૩—૦ |
| ૧૧ | શ્રી ઉપાસક દશાંગસૂત્રનો સાર (ગુજરાતીમાં.) | ૦—૨—૦ |
| ૧૨ | શ્રી નિરાવળિકા સૂત્રનો સાર (ગુજરાતીમાં.) | ૦—૨—૦ |

સારંગપુર—સુખારા. } મોતીલાલ મનસુખરામ શાહ.

અમદાવાદ. } એડિટર—જૈનહિતેચ્છુ.




શું તમે "જૈનહિતેચ્છુ"ને પિછાનતા નથી ? એ જૈનશાસ્ત્રનો ભોમિયો, નીતિનો ઉપદેશક, જૈનસમાચાર આપનાર કાસદ, દોષ બતાવનાર ગુરૂ, દિલાસો આપનાર દેવદૂત અને મનરંજન કરનાર મિત્ર છે. તે તમારા દિલોજાન દોસ્ત તરીકે તેમજ નિમકહલાલ નોકર તરીકે પ્રત્યેક મહિને તમારી સેવામાં હાજર થશે. તેનો ખોરાક બહુજ જુજ છે પાન સોપારીથી પણ થોડો છે.

**વરસે માત્ર રૂ ૧–૦–૦, પોસ્ટેજ રૂ ૦–૬–૦ અગાઉથી.**

☛ સ્થાનકવાશી જૈનમાં આ માસિક એકજ છે. તે, એના જેટલી કીમતનાં બીજાં માસિકો કરતાં મોટા કદનું અને સસ્તું છે. તેનું અપ્રેલથી ચોથું વર્ષ શરૂ થશે. ગ્રાહક થવા મરજી હોય તો લખો નીચેના શીરનામે:—

સારંગપુર–ખુખારા. } **મોતીલાલ મનસુખરામ શાહ.**

**અમદાવાદ.** } એડિટર–જૈનહિતેચ્છુ.

# જોહેર ખબર.



"જૈનહિતેચ્છુ"નું ચાલુ સાલનું એટલે સં. ૧૯૫૮ ના ચૈત્રથી સંવત ૧૯૫૯ ના ફાગણ સુધીનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ તથા પોસ્ટેજ ૦-૪-૦ અગાઉથી મોકલી આપનારને આ પુસ્તક ભેટ આપવામાં આવશે. પોષ્ટ ખાતાએ હાલમાં રૂ. ૫ સુધીનું મનીઓરડર ખર્ચ બે આનાના બદલે એક આનો લેવા ઠરાવ કરેલો છે, તો તાકીદે ટપાલ મારફત સદરહું માસિકનું લવાજમ મોકલી આ પુસ્તક મફત મગાવી લ્યો. અગર અમને વિ૦ પી૦ થી મોકલવા લખો.

વહેલો તે પહેલો.

જૈનહિતેચ્છુ ઓફીસ. } **મોતીલાલ મનસુખરામ.**
સારંગપુર અમદાવાદ. } એડીટર-જૈનહિતેચ્છુ.

